# પહેલા વર્ષનાં પુસ્તકો



(૧) ખોલકી અને નાગરિકા
સુન્દરમ

(૨) અશ્રુકિયાં
અનિલ ભટ્ટ

(૩) રાત પડતી હતી
નિરુ દેસાઈ

(૪) વળામણાં
પન્નાલાલ પટેલ

(૫) પગદીવાની પછીતેથી
જયન્તિ દલાલ

(૬) ચરણરજ
નિરુ દેસાઈ

# ચ ર ણ ર જ

: લેખક :

શ્રી નિરુ દેસાઈ



ગતિ ગ્રંથમાળા

વર્ષ ૧ લું  પુસ્તક ૬ ઠું

પ્રકાશક
જયન્તિ દલાલ
પીપલ્સ બૅંક બીલ્ડિંગ
'ગતિ અને રેખા'
કારંજ : : અમદાવાદ.

ગતિ ગ્રંથમાળા
વર્ષ ૧ લું

છૂટક કિંમત
૦-૮-૦

ફાળે કિંમત
૦-૫-૪



પુ૦ ૬ ઠું
૧ લી મે ૧૯૪૦

મુદ્રક :
હરિલાલ મગનલાલ ભટ્ટ
ભારતી મુદ્રણાલય-ખાડિયા,
ગોલવાડ — અમદાવાદ.

## કહેવાનું છે કે—

ચરણરજ લખવાનો વિચાર જ્યારે મગજમાં જન્મ્યો ત્યારે દેવી તરીકે લેખવામાં આવતી સ્ત્રી આજે ય 'ચરણરજ' રહી છે તેવી વાતો લખવાનું નક્કી કર્યું હતું, પરંતુ પાછળથી સ્ત્રી–જીવનના પ્રશ્નો લઈ વાર્તાઓનો સંગ્રહ બનાવ્યો.

રજૂ થયેલા પ્રશ્નો પાછળ ખાસ હેતુ નથી જ. છતાં આ પ્રશ્નો સ્ત્રીઓના છે, તે તો વાંચકોને લાગશે. સ્ત્રીઓના પ્રશ્નોમાંય જુદા જુદા વર્ગના માનસનું પ્રતિબિંબ પડે છે. મધ્યમ વર્ગ અને મજૂર વર્ગના પ્રશ્નો નિરાળા રહે છે. એ રીતે જ તેને જોઈને તેના ઉકેલ કે સમજણ માટે પ્રયાસ થવો જોઈએ.

વાર્તાઓમાં એકાકિની રોમાનોફની એક વાર્તાનો છાયાનુવાદ છે. અને બીજી એક વાર્તા ઉપર એક પરદેશી કૃતિ (અત્યારે જેનું નામ યાદ નથી) ની છાપ છે. તેમનો ઋણ સ્વીકાર અહીં નોંધું છું.

ઋણ સ્વીકાર બીજી બે અજ્ઞાત રહેવા ઇચ્છતી વ્યક્તિઓનો માનવાનો રહે છે—જેમણે આમાંની બે વાર્તાઓનું વસ્તુ પૂરું પાડ્યું છે.

**નિરુ દેસાઈ**

# અનુક્રમણિકા

'ચરણરજ' પ્રગટ થતાં ગતિ ગ્રંથમાળાનું એક વર્ષ પૂરું થાય છે.

વર્ષ દરમિયાન અમે શું કરી શકયા છીએ એ વિષે તો ગ્રંથમાળાનાં પ્રકાશનો જ બોલી શકે. એ વિષયમાં અમે કશું જ કહેવા નથી માગતા. ગૂજરાત અને ગૂજરાતીઓએ ગ્રંથમાળાના પુસ્તકોના કરેલા આદરે ગ્રંથમાળા પાછળની નેમ યથાર્થ હતી એની સાબિતી આપી છે. આથી બીજી કસોટીની અપેક્ષા પણ નહતી અને નથી.

બીજા વર્ષે જાહેર કર્યા મુજબ ચાર પુસ્તકો આપવામાં આવશે.

**(૧) પારકાં જણ્યાં**

(નવલકથા) : **લે૦ શ્રી૦ ઉમાશંકર જોષી**

: પ્રગટ થશે જુલાઈ ૧૦ મી ૧૯૪૦

**(૨) પલ્લવ**

(વાર્તાસંગ્રહ) : **લે૦ શ્રી૦ દુર્ગેશ શુકલ**

: પ્રગટ થશે ઓકટોબર ૧૦ મી ૧૯૪૦

**(૩) જવનિકા**

(એકાંકી નાટકોનો સંગ્રહ) : **લે૦ શ્રી૦ જયન્તિ દલાલ**

: પ્રગટ થશે જાન્યુઆરી ૧૦ મી '૪૧

(૪) જીવો દાંડ

( વાર્તાસંગ્રહ ) : લે૦ શ્રી૦ પન્નાલાલ પટેલ

: પ્રગટ થશે એપ્રિલ ૧૦ મી '૪૧

દરેક પુસ્તક દસ ફોર્મ, ૧૬૦ પાનાંનું બનશે.

વર્ષનું લવાજમ હતું તે જ રૂા. ૨-૦-૦ રહેશે. ગ્રાહકોને પુસ્તકો પહોંચાડવાની જવાબદારી કાર્યાલયની છે.

આપ ગ્રાહક રહેવા ન માગતા હો તો કૃપા કરીને આપની ઈચ્છા જણાવશો. જો આપની તરફથી અમને કશા ખબર નહીં મળે તો તેને આપની રજામંદી માની 'પારકાં જણ્યાં' ૧૦ મી જુલાઈએ આપને વી. પી. થી મોકલવામાં આવશે. એટલે જ ફરીથી વિનંતી કરવાની કે ગ્રાહક તરીકે ચાલુ રહેવાની ઇચ્છા ન હોય તો જરૂરથી જણાવશો. અને સંસ્થાને નકામા ખર્ચથી ઉગારશો.

આપના સહકાર વિના ગ્રંથમાળા શક્ય ન બની હોત એમ કહેવામાં કેવળ લૌકિક ઉપચાર જ નથી, નિર્ભેળ હકીકત છે.

૧ : ૫ : ૪૦ ગતિ અને રેખા

# ચરણુરજ

(સુનયનના ભાષણમાંથી મહત્વની કંડિકાઓ)

**અ**હીંયાં ભાષણ કરનારાઓ બુદ્ધિપૂર્વક કે અબુદ્ધિપૂર્વક એક વાત ઠોકી ઠોકીને જણાવી ગયા, કે સ્ત્રી છે એટલે જગત છે. સ્ત્રીનું સન્માન કરો. સ્ત્રીને પૂજ્યસ્થાને પુનઃ સ્થાપો. એ સિવાય સમાજનો ઉદ્ધાર નથી. મારે એમને શું કહેવું ? ભ્રમરો અને કીટોનું ઉપનામ આવા લોકોને મળે છે; પરન્તુ પ્રાણીશાસ્ત્રના અભ્યાસીઓ કહે છે કે આ જાતમાંય સ્વમાનની લાગણી ઉત્કટ છે અને તે કાંઈ સ્ત્રીઓ પાછળ ભમતા નથી.

સ્ત્રીઓને સમાન સ્થાન આપવા સામે મારો વિરોધ નથી. પરંતુ તેમને માથે ચઢાવવાની તરફેણનોય હું નથી. વારે તહેવારે પ્રત્યેક બાબતમાં આપણે સ્ત્રીસન્માન સ્ત્રીસન્માનની વાતો કરી સમાજને નુકશાન પહોંચાડી રહ્યા છીએ અને આપણી પ્રગતિને અવરોધી રહ્યા છીએ.

સમાજનો આજ પર્યંતનો ઈતિહાસ બતાવે છે કે જ્યારે જ્યારે સ્ત્રીઓને તેમના ઉચિત સ્થાન કરતાં વધારે પડતું માન મળ્યું છે, જ્યારે જ્યારે સ્ત્રીઓની સલાહને માથે ચઢાવી શાસન કરવામાં આવ્યું છે ત્યારે ત્યારે સમાજની અવનતિ થવાનાજ પ્રસંગો ઊભા થયા છે. કલીઓપેટ્રાએ રોમનો વિનાશ આરંભ્યો. લોલા મોન્ટેઝે પ્રશીઆને ખુનામરકીમાં ડૂબાડી દીધું. મેરી વાલેવ્સ્કાએ બોનાપાર્ટની પડતી આણી. નૂરજહાને મોગલ સામ્રાજ્યના પાયા હચમચાવી મૂક્યા. ઇતિહાસના કથનોની આવી આંખ ઉઘાડનારી સાક્ષી આટલી જ પૂરતી થશે. Age of Chivalry is gone એમ કહેવામાં આવે

છે, છતાં આપણે તેને પુનઃ લાવવા માગીએ છીએ અને મૂર્ખમાં ખપવા માગીએ છીએ.

કોઈક સ્ત્રીઓના અપૂર્વ સ્વાર્થત્યાગની પ્રશંસા કરે છે; કોઈક સ્ત્રીઓની મૃદુ ભાષા અને વિનમ્રતાના ગુણગાન ગાય છે; કોઈક તેની ઉદારતા અને સહિષ્ણુતાનું પારાયણ કરતાં કંટાળતું નથી. આવા ગુણો શું સ્ત્રીઓમાં જ વિરલ છે? પુરુષોના ઉદાત્ત વર્તનના અને સ્ત્રીઓના ઝેરીલા, દ્રોહી વર્તનના દાખલાઓ નથી મળતા શું? સ્ત્રીને છોડી જનારા પુરુષો કરતાં માત્ર સંવનન કરવા ખાતર, એ ઘડીની મોજ માણવા ખાતર ખોટી આશા આપનાર, ખોટી લાગણી જગાડનાર સ્ત્રીઓના દાખલા ઓછા નથી જ. આજના અસમાન બુદ્ધિ લગ્નોમાં ઘણા સમાજનો દોષ જુવે છે. ઘણા આજના દેવદાસોમાં પુરુષોનો વાંક જુએ છે. પરંતુ તેમાં સ્ત્રીઓનો હિસ્સો કેટલો છે તેનો તાગ કોઈએ લીધો છે ખરો? જેઓ સપાટી નીચેના વહેણોના પરિચયમાં છે તેમાંના એક તરીકે હું એમ કહેવાની હિંમત કરું છું કે મેં ઓછામાં ઓછા એવા દસ દાખલા જોયા છે જેમાં યુવક યુવતીઓ પ્રેમમાં હતાં, યુવતી યુવક માટે બધું કરવા તત્પર થતી. પ્રેમ ખાતર તમામ કષ્ટો વેઠવાની વાતો કરતી; પરંતુ જ્યારે પિતાની ઈચ્છાનો સામનો કરવાનો સમય આવ્યો ત્યારે જીવન સ્વર્ગ ખાતર આ એક નાનકડું કષ્ટ ઓળંગવાની તેની હિંમત ન ચાલી. અને પછીથી પિતાએ પસંદ કરેલ અન્ય કોઈ–શિક્ષિત અને પૈસાપાત્ર તો ખરો જ–ગૃહસ્થ સાથે લગ્નથી જોડાઈ નિરાંતે જૂની વાર્તા જેમ ખાધું પીધું અને મોજ કરી. પેલા યુવકોનું ભાવિ આ પ્રેમના ખડક ઉપર ભાંગીને ભૂક્કો થઈ ગયું એની પરવાહ પેલી યુવતીઓને નહતી. જેટલી જલદીથી આ સ્ત્રી સન્માનની ખોટી ભાવના તથા પ્રેમની તિતંડા વાતો આપણે ત્યાગીશું તેટલીજ જલદીથી આબાદી આવશે.

×

(સુનયન અને જયવદન વચ્ચે ચાલેલા પત્રવ્યવહારમાંથી)

**પ્રિય સુનયન,**

સ્ત્રીવિષયક તારા વિચારોથી હું પરિચિત છું, છતાં તને મારી વાત લખવા કૃતનિશ્ચય થયો છું.

તું શોભાને તો ઓળખતો જ હઈશ. તે મારી બાજુમાં રહે છે અને કૉલેજમાં ભણે છે. અમારો પરિચય હવે ખૂબ વધ્યો છે. ટૂંકમાં કહું તો મેં વિચાર કર્યો છે કે શોભા જોડે લગ્ન કરી નાંખવા. તે કૉલેજનાં વર્ષો પૂરાં કરે કે તરત જ અમે લગ્નગ્રંથિથી જોડાવાનાં છીએ. શોભા મળવાથી મારી જાતને હું ધન્ય માનું છું. તેનામાં અપાર બુદ્ધિ છે. હસાવવા કરવાની તેની આવડત અનુપમ છે. તેનું શરીર સુંદર છે. તેના રૂપનું વર્ણન કરવા જેટલી તાકાત મારામાં નથી. પણ આપણે જે વર્ણનો કવિતામાં કે નવલકથામાં વાંચીએ છીએ તેમાંના ઘણાંને તાદૃશ્ય કરે તેવું રૂપ તેનામાં ભર્યું છે.

આટલું ઠીક જાણ્યાથી તું ખુશ થઈશ જ! કદાચ તારા સ્ત્રી તરફના વિચારોમાં અણધાર્યું પરિવર્તન આવશે.

**જયવદન નાં વંદે**

×

**પ્રિય જયવદન,**

તારો પત્ર વાંચીને પહેલું તો મને હસવું આવ્યું. શું આ વાત તું ગંભીરતાપૂર્વક લખે છે? જો આ વાતમાં તું ગંભીર હોય, શોભામાં અણનમ વિશ્વાસ મૂકી તારો નિર્ણય તું મને જણાવતો હોય તો તારા જેવો મૂર્ખ બીજો કોઈ નહિ હોય. છોકરીઓનો વિશ્વાસ કરવામાં જ હું માનતો નથી, પછી તે શોભા હોય કે બીજી કોઈ. હું ઇચ્છું છું કે આજે પ્રેમની સર્વ વાતો કરનાર તારા ઉપર સંજોગોની ભૂરકી નાંખનાર શોભા તને છેતરી ન જાય તો સારું. એમ થાય તે પહેલાં સાવધ રહેજે! આ છોકરીઓને

આપણી લાગણીની કાંઈ પડી નથી હોતી. તેમની લાગણી એટલી કુણી હોય છે કે જેમ વાળવી હોય તેમ વાળી શકાય. માબાપનું દબાણ આવશે ને અન્ય સ્થળે લગ્ન કરી નાખ્યા પછી તે નવા સ્થાને તુરતજ અનુકૂળ થઈ જશે, જ્યારે તું વેવલો ને પોમલોજ રહીશ! અને પછી Nervous tention અને માનસિક અથડામણોની વાતોમાં જીવન બરબાદ કરીશ. મારી સલાહ માને તો તું આવી જંજાળથી છૂટોજ થઈ જજે

તું મને સલાહ આપે છે તે માટે આભાર! મને તો સ્ત્રી એ આકડાના ફૂલ જેવી લાગે છે. જેમાં સુગંધ જ ન હોય તે अनाघ्रातं હોય કે ન હોય તોય શું?

સુનયનના વંદે

( સુનયનની નોંધપોથીમાંથી )

તા. ૧

મારામાં woman complex છે. તેમ જયવદન જણાવે છે. હા! હું તેમને પૂર્વગ્રહના ચશ્માથી જોઉં છું, તે હકીકત છે. એ કારણે તો હું જ્યાં જ્યાં તેમનું વર્ચસ્વ હોય છે ત્યાં તોડવા મથું છું.

આજેજ એક પ્રસંગ બની ગયો. શિક્ષકસંઘ સજીવન કરવા અંગે સભા હતી. કન્યાશાળાના પ્રિન્સિપાલ કુ. સરોજ મહેતા ય ત્યાં આવ્યા હતા. એ બોલે કે પ્રસ્તાવ મૂકે તે માન્ય કરવોજ પડે તેવી શિક્ષક સંઘમાં પ્રણાલી હતી. હું તો પહેલીજવાર આવી સભામાં ગયો હતો. હું એક વાત ઉપર બોલતો હતો ત્યાં વચ્ચેજ એ ચિબાવલીની પેઠે બોલી ઊઠી. મેં એક વાર પ્રમુખનું એ વાત તરફ ધ્યાન દોર્યું પણ તેમણે એ લક્ષ્યમાં ન લીધું. ફરીવાર તેણે વચમાં બોલવા માંડયું. મેં તુરતજ પડકાર કર્યો: 'Shut up'. આખી સભા સ્તબ્ધ થઈ ગઈ. મારો Tone ઘણો કડક હતો. સરોજ તો ડઘાઈ ગઈ. ઘણાને મારી વાત અકારી લાગી. મારું

વર્તન ઉદ્દંડ પણ લાગ્યું. એજ કારણે મારી વાતનો સ્વીકાર ન થયો. મને એ વાતનો શોક નથી. પરન્તુ મને ડામવાની વાત તો હું નહિજ સાંખી લઉં. સ્ત્રીજાતમાં અવતાર મળ્યો એટલે દમ મારી જાય એતો હું ચલાવી લેવાનો નથી.

તા. ૮

સરોજ શિક્ષકસંઘની પ્રમુખ ચુંટાઈ એ કારણે તેણે એક એક પાર્ટી ગોઠવી છે. મારા ઊપર આમંત્રણ છે. પણ હું નથી જવાનો. મને રૂઆબ બતાવવા જ તેણે આ યોજના કરી છે. પણ હું તેની જાળમાં ફસાવાનો નથી.

તા. ૧૦

જયવદનનો પત્ર છે. તે મારી વાતને હસી કાઢે છે. કહે છે કે શોભાને હું ઓળખતો નથી, માટે આવી વાત કરૂં છું. શોભા અન્ય છોકરીઓ જેવી નથી. હું છોકરીઓના પરિચયમાં નથી આવ્યો માટે આવી વાતો કરૂં છું.

કેવી વાહિયાત વાત છે! સ્ત્રીઓનો સ્વભાવ પારખવા તેમનો પરિચય સાધવો જ જોઈએ તેવા મતનો હું નથી. હું જાણું છું કે મારો પરિચય કેળવવા ઘણી છોકરીઓ ઉત્સુક છે. સરોજનો દાખલો તો મને ખબર છેજ. અલબત્ત પ્રત્યક્ષ પ્રયત્નો નથી કર્યા. પણ તેની સર્વ પ્રવૃત્તિઓમાં મારા તરફથી તેની દૃષ્ટિ છૂપી રહી શકતી નથી. સ્ત્રીઓનાં અનેક કરતુકો મારી ધ્યાન ઊપર આવ્યા તે ઊપરથી મારી માન્યતા મજબૂત બની છે. મારા મિત્રોના કિસ્સાઓએ સ્ત્રીઓના સાચા લક્ષણોનો મને અચ્છો પરિચય આપી દીધો છે. જયવદનની શોભાને આનાથી જુદી હું નથી ગણતો.

તા. ૧૫

હું રજાઓમાં મુંબાઈ જવાનો ઈરાદો રાખું છું. મેં જયવદનને જણાવી દીધું છે. તેણે મને ગમે તો તેને ત્યાં ઉતરવાનું આમંત્રણ

મોકલ્યું છે. તેની ઇચ્છા છે કે હું શોભાને મળું. શોભાને તો તેણે મારે માટે આદરનીય વાત કરી રાખી છે. શોભાએ પોતે પણ મને મળવાની ઇચ્છા દર્શાવી છે, એમ જયવદન જણાવે છે.

હું જયવદનને ત્યાં ઉતરીશ ખરો, પણ શોભાને અને મારે શું? હું તેને મળવા નથી જવાનો.

**તા. ૩**

જયવદને આવતી કાલે શોભા સાથે appointment લીધી છે. તે શોભાની વાત કરતાં થાકતોજ નથી. તેના આનંદી સ્વભાવ વિશે, તેના વિશાળ વાંચન વિશે, તેના કંઠ વિશે, તેની કપડાં પહેરવાની ઢબ વિશે, ચાલવાની રીત વિશેઃ અનેક વાતો અત્યાર સુધીમાં કહી દીધી છે. ગઈકાલનો હું આવ્યો છું, ત્યારથી તે આખો દિવસ શોભાનીજ વાત કર્યા કરે છે. એ ગાંડો થઈ ગયો છે!

શોભાને મળવાની મારી તો ઇચ્છા નથી પણ જયવદન જ્યારે નક્કી કરી લાવ્યો છે ત્યારે જઈશ ખરો! પરન્તુ હું તેની માફક ટાપટીપ કરીને નથી જવાનો. શોભાને એવી snub કરવાનું મન છે કે તેનેય ખ્યાલ આવે કે દુનિયામાં બધાય તેની હાજી હા કરનારા નથી.

**તા. ૪**

આજે શોભાને મળી આવ્યો. આજે પહેલીજ વાર મેં માથે ટોપી નહોતી મૂકી. અને વાળની એક લટ કપાળ ઉપર રમતી હતી, એ જોઈ જયવદને કહ્યું કે હું સાચેજ સુન્દર દેખાઉં છું. મેં જાણીબૂઝીને કશું કર્યું નહોતું. પણ તેને તો એ વાતની પ્રતીતિ કેમ કરાવવી?

શોભા ઘા ઝીલી શકે છે, અને ઘા દઈ શકે છે. મેં સ્ત્રીજાતિ ઉપર કટાક્ષો વેર્યા, તો તેણે એ વાત એવી અધ્ધર રીતે ઉડાવી, મને બનાવવા માંડયો! એ દૃષ્ટિએ તેનામાં છિછરાપણું

ઓછું છે તેમ કહેવું જોઈએ. તેની સાથે વાત કરવાનું ગમે તેવું તો છે.

શોભાએ સાથે ફરવા જવાની વાત કરી. મેં ના પાડી. તેણે પૂછ્યું: કેમ મારો ભય લાગે છે કે શું?

"એવું તમારામાં છે શું તે ભય લાગે?" મેં ટકોર કરી.

"તો તો ચાલો જ. તમારા વચનબાણો સાંભળવામાં સાંજ સરસ રીતે પસાર થઇ જશે."

છતાં હું ન ગયો. અત્યારે એમ લાગે છે કે ગયો હોત તો ખોટું નહોતું.

તા. ૮

છેલ્લા ચાર દિવસથી શોભાને રોજ મળવાનું થાય છે. જયવદનને તો ખૂબ હોંશ હોય છે. પ્રથમ તો હું ના પાડું પણ પછી તેના આગ્રહને તાબે થવું પડે છે.

શોભાનું ગળું ઘણું જ મીઠું છે. આજે કેટલાંક ગીતો તેણે સંભળાવ્યાં. મેં પોતે તેને આગ્રહ કરી કેટલાંક બંગાળી ગીતો ગવડાવ્યાં. ગીતમાં ભાવને અવાજ મારફતે પ્રત્યક્ષ કરી શકે છે, એટલી તેની સિદ્ધિ કબુલવી જોઈએ.

અમે હવે એકબીજાને ગાળો દેતા નથી. પણ સાહિત્યની અને રાજકારણની ચર્ચા કરીએ છીએ. અમારા વિચારોમાં સંપૂર્ણ સામ્ય છે. અમે એક બાજુ હતા, જયવદન પ્રતિપક્ષે હતો. તેનું શું ગજું અમારા સંયુક્ત બળ આગળ તે લાંબો સમય ઊભી શકે? તેને પરાજય કબુલવો પડયો.

તા. ૧૨

આજે સાંજે શોભાને મળવા જવાનું હતું છતાં સવારે હું જઈ આવ્યો. જયવદનને તે વિશે કહ્યું નહોતું. તેને એમ કહ્યું

હતું કે હું મુંબાઈ જાઉં છું. શોભાને, હું એકલો આવ્યો જાણી જરા નવાઇ તો લાગી. પરંતુ મારે તેને એકલા જ મળવું હતું. મારે તેના ભાવિ આદર્શો વિશે ચર્ચા કરવી હતી. જ્યારે તેની અને જયવદનની વચ્ચે વિચારોનો સુમેળ જ નથી—એ વાતની ખાત્રી આટલા દિવસ દરમિયાન મને થઇ ચૂકી છે—ત્યારે તે લગ્ન કરવા કેમ તૈયાર થઈ છે, તે મારે જાણવું હતું. શોભા સાથે વાતનો પ્રારંભ કરતાં જ મેં મારા આગમનનું તાત્પર્ય સમજાવી દીધું. શોભાએ મને તદ્દન નવીન વાત કહી. તેણે જયવદનને હજી વચન આપ્યું જ નથી. જયવદને એક બે વાર પ્રેમનો એકરાર કર્યો હતો. શોભાને પણ તેના તરફ થોડું ઘણું આકર્ષણ હતું, પરન્તુ લગ્નમાં જોડાવું કે નહિ તે નક્કી કરી શકી નહોતી. તેનો વર્તાવ જયવદન તરફ ઘણોજ સારો રહ્યો છે. એટલે એ ઉપરથી તે એમ માનવા પ્રેરાયો હોય કે શોભાની મરજી છે તો તે સંભવિત છે. પણ શોભાને લાગેવળગે છે ત્યાં સુધી તેણે ચોક્કસ વચન નથી આપ્યું. તેના જીવનના આદર્શો લગભગ મારા જેવા છે, એ પણ તેની વાત ઉપરથી જણાયું. જીવનમાં સેવાને મધ્યબિંદુ તરીકે રાખી જીવનને ગૂંથવું જોઈએ, એવા તેના ખ્યાલ સાથે હું અક્ષરશઃ મળતો છું.

જયવદન સાથે ફરીથી સાંજે હું શોભાને મળ્યો. તેનું વર્તન રોજના જેવું જ હતું. મારાથી તો શોભા જેવું વર્તન ન રાખી શકાય. એક વ્યક્તિ આપણે માટે ખોટું ધારે તે છતાંય તેની સાથે હસમુખા આનંદી કેવી રીતે રહેવાય તે જ મને સમજાતું નથી. શોભા જેવી વિરલ, ઉદાર વ્યક્તિત્વવાળી છોકરી જ આમ કરી શકે છે.

જયવદનને શોભા વિશે ભ્રમણા નહિ સેવવાનું કહેવાનો મારો વિચાર છે. શોભાને પૂછ્યા પછી વાત.

તા, ૧૩

શોભાને ફરી સવારે મળવા ગયો. અલબત્ત જયવદનને જણાવવાની જરૂર મને લાગી નહોતી. શોભાએ એમ કહ્યું કે તે પોતેજ જયવદનને સમજાવીને વાત કરીશ. મારા જેવા આખાબોલાની અસર કદાચ વિપરિત થશે, તેવો ભય તેને છે. તેનો એ ભય સાચો છે. મને આવી વાત યોગ્ય રીતે કહેતાં નયે આવડે.

તા. ૧૬

શોભાને હવે તો હું રોજ મળું છું. આજે જયવદન સાથે જવાનો કાર્યક્રમ બંધ કર્યો છે. તેની હાજરીમાં મારાથી વધારે વાત થઈ શકતી નથી. સવારનો સમય અમને બન્નેને અનુકૂળ આવે છે.

શોભા મારામાં અંગત રસ લ્યે છે તેમ આજે તેની સૂચનાઓ પરથી જણાયું. તેણે મને કપડાં વિશે કહ્યું. શરીરનો રંગ અને મોંના ઘાટ સાથે સુસંગત થાય તેવાં કપડાં પહેરવાં જોઈએ. હું ટોપી પહેરૂં છું ત્યારે બબૂચક જેવો લાગું છું. એવો મત તેણે આજે પ્રદર્શિત કર્યો. મારે છૂટી પાટલીનું ધોતીઉં, તથા રેશમી કફની પહેરવાં જોઇએ, એવી તેની ભલામણ હતી. મને પોતાને કપડાં વિશે બહુ આગ્રહ કદી નથી હોતો. પરન્તુ શોભાને જો રૂચતું હોય તો હું દુરાગ્રહ પણ નહિ કરૂં. મેં તો તેને કહી દીધું છે કે તેની વિનંતિ માન્ય રખાશે.

તા. ૨૦

ગઈ કાલે હું મારું લખાણ લઈ શોભા પાસે ગયો હતો. શોભાનો અભિપ્રાય જાણવાની મારી આતુરતા કેટલાય દિવસથી હતી. જયવદને એકવાર અમે ત્રણે જણા બેઠા હતા ત્યારે જ કહ્યું હતુંઃ “ સુનયન વાર્તાઓ સારી લખે છે.”

"એમ! સુનયનભાઈ! તમારી વાર્તાઓ ક્યારે વંચાવશો?" શોભાએ પુછ્યું.

"વાર્તાઓ કાંઈ સાથે લઈને ફરતો નથી" હું જૂઠું બોલ્યો.

ગઈકાલે પ્રથમ તો વાર્તાઓ વાચવાની મારી હિંમત ચાલી જ નહિ. પણ હાથમાં જ કાગળીઆં રાખ્યાં હતાં એટલે શોભાએ સ્વાભાવિક જ પૂછ્યું "શું છે?"

"મારી વાર્તાઓ છે." અચકાતાં અચકાતાં મેં જવાબ વાળ્યો.

તે હસી. "તે દિવસે તો તમે એમ કહેતા હતા કે વાર્તાઓ અહીં લાવ્યો નથી."

મેં ગલ્લાં તલ્લાં કરી વાત ઉપજાવી કાઢી "તે દિવસ પછી લખી છે."

વાર્તાઓ વાંચ્યા પછી તેણે મારી લખાવટની પ્રશંસા કરી અને વસ્તુઓ વિશે કેટલીક સૂચનાઓ કરી. તેની સૂચનાઓ મને આવકારદાયક લાગી છે. અને તે હું વાતામાં સમાવી લેવાનો છું. આવતી કાલે સવારે વહેલો ઊઠી વાર્તાઓ સુધારી તેની પાસે લઈ જઈશ.

તા. ૨૯

હું આવતી કાલે જવાનો છું એટલે મેં શોભાને દરખાસ્ત કરી કે આપણે સાંજે એકલાજ ફરવા જઈએ. પણ તેણે ના કહી. જયવદને નિરર્થક ખોટું ન લગાડવું જોઈએ, એવો તેનો મત હતો. તેની ના થયા પછી તેની પાસે હા કરાવવાનું અશક્ય હતું.

મને તે પત્ર લખે એવું વચન તેની પાસેથી લઈ લીધું છે. તેણે ખુશીથી મારી દરખાસ્ત સ્વીકારી છે. અત્યારે જ પહેલા કાગળનો ખરડો મારી આંખ આગળ તરે છે. તેમાં ટાગોર અને ટેનીસનના કાવ્યોમાંથી ઉતારા કરી સાથે ગાળેલા દિવસોનું હું કાવ્યમય બાનીમાં

સ્મરણ કરાવવાનો છું. તેમાં જીવન વિશે, તેનાં અંતિમ સ્વરૂપ વિશે હું ચર્ચા કરવાનો છું. કાગળ લાંબો થશે એતો મેં તેને અત્યારથીજ કહી દીધું છે.

તા ૩૧

વસ્તુ જ્યારે નથી હોતી ત્યારેજ તેની ખોટ સાલે છે એ સિદ્ધાંત મને સાવ સાચો લાગે છે. શોભાની ખોટ આજે સમજાઈ. આખો દિવસ મને ગમ્યુંજ નહિ. સાંજે તો એમજ થઇ ગયું કે મુંબાઈ બે દિવસ વધારે રહી ગયો હોત તો કશુંખોટું નહતું. મારી નિશાળ તો તા. ૪થીએ ઉઘડે છે. અને અહીંયાં ખાસ કામ પણ નહતું. શોભાનો તો આગ્રહ પણ હતો. પણ હું એંટમાં રહ્યો અને ચાલી નીકળ્યો.

આખી બપોર શોભાને કાગળ લખવામાં ગાળી. મારા અક્ષર બહુ સારા નથી આવતા તેથી પહેલાં રફ કોપી તૈયાર કરી પછીથી ચીપી ચીપીને અક્ષરો કાઢી કાગળ લખ્યો. વીસ પાનાં થયાં. કાગળ સારો લખાયો છે. શોભાને ગમશે ?

તા. ૧

આજે જયવદનને પણ શીખ આપતો પત્ર લખ્યો છે. શોભા અને તેના જીવન વચ્ચે રહેલું અંતર, બંનેના જીવનમાં મેળનો અભાવ અને તે કારણે પાછળથી આવનાર આપત્તિ વિશે ઠીક ઠીક લખ્યું છે. મારૂં પારાયણ કદાચ તેને નહિ ગમે. પરંતુ શોભા જેવી અસામાન્ય દક્ષ છોકરીને તે સાચવી નહિજ શકે. શોભાને બચાવવાના કાર્યને હું ધર્મ કાર્ય લેખું છું.

×

[જયવદન અને સુનયન વચ્ચે થયેલા પત્રવ્યવહારમાંથી]

**પ્રિય જયવદન,**

ખૂબ લાંબે સમયે તને પત્ર લખું છું. તારો છેલ્લો પત્ર આશરે છએક માસ ઉપર હતો. મેં તેનો જવાબ ન વાળ્યો તેથી તને ખોટું લાગ્યું જ હશે પણ મને થયું કે શું જવાબ આપું? અને પછી તો દિવસ વીતતા ગયા અને અનુત્તર રહ્યાનું દુઃખ ઘટવા લાગ્યું.

પણ આજે તો એક ખૂશ ખબર આપવા મારે તને પત્ર લખવોજ જોઈએ. શોભાને તો તું ઓળખેજ છે. તેના સ્વભાવના, ગુણના, સૌંદર્યના, ગીત પ્રથમ તેંજ મને સંભળાવ્યા હતા. શોભા પાસ થયા પછી અમદાવાદ નોકરી કરવા આવી છે એ વિશે તને જાણ છે કે નહિ તેની મને ખબર નથી. અમારો પરિચય તેં કરાવેલી મુલાકાત પછી ખૂબ વધ્યો છે અને અમે લગ્ન કરવાના નિશ્ચય ઉપર આવ્યા છીએ.

પંદર દિવસ પછી અમે સિવિલ મેરેજ કરવાનાં છીએ. તને આમંત્રણ આપું છું, મારા તેમજ શોભા બંને તરફથી. તું જરૂર આવજે.

×

[સુનયનના ભાષણમાંથી મહત્વની કંડિકાઓ]

Cook must learn to govern એવા લેનિને ઉચ્ચારેલા મત સાથે હું સંપૂર્ણ સહમત છું. જ્યાં સુધી સ્ત્રીઓનું સન્માન કરી આપણી સાથમાં લઈ, ખભેખભો મીલાવી આપણે કૂચ નહિ કરીએ ત્યાં સુધી સ્વરાજયાત્રા સંપૂર્ણ નથી થવાની. હું તો આજે એટલે સુધી કહું છું કે જેઓ સ્ત્રી સ્વાતંત્ર્ય તથા સમાનતાનો વિરોધ કરે છે, જેઓ સ્ત્રીઓને સદાકાળ માટે પિંજરમાં જકડી રાખવા માગે છે, તેઓ પ્રગતિમાર્ગની વચ્ચે પડેલા મોટા પત્થરો છે, તેમને આપણે હટાવી દેવાજ પડશે.

સ્ત્રીઓને બંધનમાં જકડી અને સમાજનું પતન થયું. સ્ત્રીઓનું પતન થયું અને ઇતિહાસ બોલ દે છે કે એ યુગમાં સંસ્કૃતિના વળતાં પાણી થયાં. મનુએ સ્ત્રીને અન્યાયી કાયદાના સાણસામાં જકડી. બ્રાહ્મણધર્મના હાલતો જુવો! હિંદુસ્તાને સ્ત્રીઓને ઘરના રસોડામાં, પાણીઆરામાં બંધ કરી દીધી. હિંદુસ્તાનની પડતી આજે આંખેજ નથી નિહાળતા શું? સમાજશાસ્ત્ર શીખવે છે, જગતમાં તે ઘડીએ વર્ગભેદ શરુ થયો જ્યારે સ્ત્રીને આપણે ખાનગી મિલકત રૂપે માનવા લાગ્યા. કોઈ પણ દેશની તવારીખ જુવો, તેની આબાદીમાં સ્ત્રીઓનો હિસ્સો તપાસો. તેની પડતીમાં સ્ત્રીઓના સ્થાનનો વિચાર કરો. એ સર્વ આજે પોકારી પોકારીને કહે છે કે સ્ત્રીનું સમાજમાં પુરુષ જેટલું, પુરુષ કરતાંય વધારે ઉન્નતસ્થાન છે. એ સ્થાન ઉપર તેને કાયમ કરો.

સ્ત્રી સ્વાતંત્ર્ય અપાવે છે, તેવા પ્રાચિન સુભાષિતમાં રહેલા મર્મને આગળ વધારી કહું તો સ્ત્રીને જો સ્વાતંત્ર્ય નહિ હોય તો પુરુષનું સ્વાતંત્ર્ય તે ખોવડાવે છે.

# જીવનનું ટૂંકું વર્ષ

અમારો પરિચય એક રીતે કહીએ તો આકસ્મિક હતો. મીના તેની માતા સાથે ચાણોદ કરનાળીના દર્શને આવી હતી, ત્યાંથી નર્મદાતટના પવિત્ર સ્થાનોમાંના એક વ્યાસની મુલાકાતે આવી અને ત્યાં એક દિવસ તે રોકાઈ. હુંય એ દિવસે વ્યાસમાંજ હતો. સામાન્યતઃ ગુજરાતમાં હવા ખાવાના, આરામ ભોગવવાના જે અસંખ્ય અપરિચિત ને ધમાલથી દૂર સ્થળો છે, તેમાંનું એક સ્થળ વ્યાસ છે તેમ મને સદાય લાગ્યું છે. અહીં નર્મદાના શાંતજળ પ્રકૃતિના રંગમંચ જેવી ભેખડો સાથે અથડાતા અફળાતા છતાં ક્ષુબ્ધ થયા વગર વહે જાય છે. ઊંચે ઊંચે આવેલા તાણુ અને વડના ઘુમ્મટ નીચે ભગવાન વ્યાસે મહાભારત કદાચ આ સ્થળેજ રચ્યું હશે, તેની પ્રતીતિ કરાવતા આ સ્થાનની રમણીય શાંતિ મનને સદા પ્રફુલ્લિત કરે છે. હું ઉનાળાની રજામાં મોટે ભાગે આ સ્થળે જઈને રહું છું. નર્મદાની પરિક્રમાએ નીકળેલા થોડાક યાત્રીઓ અને વ્યાસના પૂજારીઓના પરિવાર સિવાય બહુ થોડા આ સ્થળે આવે છે. એટલે ત્યાં આવનાર આગંતુક તરફ લક્ષ ખેંચાય તે સ્વાભાવિક હતું.

મીના સાથે મારો પરિચય અહીંથીજ થયો. નર્મદાના તીર્થ સ્થાનોની રમણીયતા, પ્રાચિન સમયના તપોવનોની ઉપયોગિતા, અને સરિતાની નિર્વ્યાજ મનોહારિતા વિશે મારી પાસે તો અનેક વાતો હતી. મીનાનેય તેમાં રસ હતો. તેથી વાતોને ઉતારે પૂર્ણ કરવા બેસાડી, તે આખોય દિવસ અહીં [illegible] ઝાડ નીચે આવી બેસતી. પવનના પ્રચંડ સપાટાના ઘોષમાં તણાઈ મહાભારતના પાત્રો સાથે આત્મસાત થતી ગઈ !

મને મારી પરિચિત કન્યાઓ કરતાં મીના સાવ ભિન્ન લાગી. અન્ય યુવતીઓની માફક તેનામાં યૌવનસુલભ શરમ નહોતી. અનન્ય આત્મવિશ્વાસથી તે વાત કરતી અને એ આત્મવિશ્વાસમાંથીજ તેની મુગ્ધતાનું આકર્ષણ હતું. તેણે અંગ્રેજી સાત ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો. તે પણ મારે માટે આકર્ષણનો વિષય હતો. તે કાઠિયાવાડ બાજુના એક શહેરની હતી અને થોડાક સમયથી મુંબાઈને તેણે નિવાસસ્થાન બનાવ્યું હતું. તેના પિતા મૃત્યુ પામ્યા હતા. માતા સાથે મુંબઈમાં રહી શાળાની કે એવી કોઇક નોકરી મેળવી જીવનનિર્વાહ કરવાની તેની ઈચ્છા હતી.

મીનાનું વય સત્તર વર્ષનું હતું. શરીર ગૌર અને ઘાટીલું હતું. મારી સાથે વાત કરવામાંજ તેના બુદ્ધિચાપલ્યનું દર્શન મને થયું. મેટ્રીક થઈ છે એટલુંજ નહિ સામાન્ય જ્ઞાન પણ સારા પ્રમાણમાં પ્રાપ્ત કર્યું છે, તેનું દર્શન તેની વાક્ચાતુરીમાં જ મને થઈ ગયું.

તેણે મારી સાથે અનેક પ્રકારની વાતો કરી. જ્ઞાનની પરિક્રમાએ જઇને પછી આવી હોય તેમ અનેક વિષયોમાં તે રમી શકતી હતી. હું શાંતિથી સાંભળ્યા કરતો હતો. વચ્ચે પ્રશ્નો પૂછી એ જ્ઞાનસાગરમાં ચંચુપાત કરવા જેટલી હિંમત મારામાં નહોતી. તે વાત કરતી હતી ત્યારે હું ધારી ધારીને તેના સામું જોઈ રહ્યો હતો. તેની કાળી આંખોમાં પ્રકાશ નાચતો હતો. ગાલના ખંજનમાં રમતી હાસ્યલહરી તેને અનેરું વ્યક્તિત્વ અર્પતી હતી.

ઝાડ નીચેથી અમે ઊઠયા અને સવારે તેને હું હોટી સુધી વિદાય આપી આવ્યો ત્યારે તો અમારી વચ્ચે મિત્રતાની ગાંઠ મજબૂત બની ગઈ હતી.

તેના ગયા પછી મને મારી મૂર્ખતાનું ભાન થયું. મેં તેનું સરનામુંજ નહોતું લીધું; કેમ જાણે મુંબાઈ શહેર મને એક નાના

ગામડા જેવું લાગ્યું હોય અને તેમાંથી મીનાની શોધ કરવાનું સાવ સરળ દિસ્યું હોય!

રજાઓ પછી મુંબાઈ આવીને મેં તપાસ ચલાવવા માંડી. એક દિવસે ચોપાટી પર સાંજે એકાએક મીના મને મળી ગઇ, અથવા તો હું તેને મળી ગયો; કેમકે પહેલી બૂમ તો તેણેજ મને પાડી. હું ઉતાવળો ઉતાવળો જતો હતો ત્યાં જરાક પાછળથી બૂમ આવી અને હું થંભી ગયો. મીનાને જોઈ મારા મુખ ઉપર હર્ષની લાગણીઓ ઊભરાઇ. આનંદ વ્યક્ત કરતો હું બોલ્યોઃ તમારી તપાસ મેં ખૂબજ કરી હતી પણ આ મુંબાઇ શહેરમાં મારે પૂછવુંય કોને?

"તો વ્યાસમાં કેમ પૂછી ન લીધું?" કેમ જાણે મારેજ ગરજ ન હોય!

"તમે આપ્યું કેમ નહિ?" મેં સામો સવાલ કર્યો.

"જેને શોધ કરવાની હોય તે માગે"

આ ચર્ચા લાંબી ચલાવવાનો અર્થ નહોતો કારણકે હવે તો તે મળી ગઈ હતી.

"ચાલો! આજે હું તમને મારૂં ઘર બતાવી દઉં. તમારે આખા મુંબાઈ શહેરમાં મને શોધવાની તકલીફ ન લેવી પડે."

અમે સાથે ચાલવા માંડયું. લાંબા સમયે મળેલા સ્નેહી સાથે ચાલતાં થતા આનંદનો ઉમળકો અંતરમાં હતોજ. તે ઝડપથી ચાલતી હતી. મારે પણ પગની ગતિમાં ફેરફાર કરવો પડયો હતો. અનેક રસ્તાઓ વટાવવા છતાં મીનાનું નિવાસસ્થાન આવ્યુંજ નહિ. કોઈક સુશોભિત, સુઘડ માળો આવતો અને મને થતું કે મીના આમાંના એકાદ બ્લોકમાં રહેતી હશે. પરંતુ એવી કોઇ જગ્યાએ તે અટકીજ નહિ. ચાલી ચાલીને અમે એકાદ ગંદા ચીચ માળા પાસે આવી પહોંચ્યા. બીજા માળની એક બારી તરફ આંગળી

ચીંધી તેણે જણાવ્યું "હું ત્યાં રહું છું". એ જગ્યા જ આત્મકથા કહેતી હતી.

ફરી આવવાનું કહી મેં ત્યાંથીજ રજા માગી. ઊપર આવતાં મને સંકોચ થતો હતો તે પારખી લીધું હોય તેમ તે બોલી "ઘેર આવવામાં કશો વાંધો નથી. મારાં બા ઘણાં ઉદાર છે. એ જો રૂઢિચુસ્ત હોત તો હું કુંવારીય રહી ન શકી હોત. અને અહીંયાં મુંબાઈ આવી પણ ન શકી ન હોત."

"છતાં અત્યારે તો જાઉંજ. ફરીવાર જરૂર ઊપર આવીશ" મને સંકોચ થયો ન હતો તે બતાવવા મેં પાંગળી દલીલ કરી.

"તમને બહુ આગ્રહ નથી કરતી પણ હવે ક્યારે મળશો?"

હું મુંબાઇમાં વસતો હોવા છતાં મળવાની જગ્યા સૂચવવાનું કામ મને કઠિન લાગ્યું પણ તેણેજ તોડ કાઢયો. "જુવો હું સ્ટુડન્ટસ બ્રધરહુડમાં જાઉં છું. ત્યાં મળતા રહેજો. પછી એમ ન કહેતા કે મને સરનામું ન હોતું આપ્યું." તે હસીને ઊપર ચાલી ગઈ.

ચોથે દિવસે હું સ્ટુડન્ટસ બ્રધરહુડ ઊપર ગયો. પણ ત્યાં મીના દેખાઇજ નહિ. પૂછતાં ખબર પડી કે તેની તબિયત અસ્વસ્થ છે.

મારું હૃદય થડકી ઊઠયું. મીના વગરની આ જગ્યા ખાવા ધાતી હોય તેમ હું ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તા ઊપર એકાદ બે મિત્રો મળી ગયા અને રેસ્ટોરામાં આઇસક્રીમ ખાઈને જવાનો તેમણે આગ્રહ કર્યો પરંતુ કામનાં બહાનાં બતાવી હું છટકી ગયો. મારું મન મીનાને જોવા અધીરું બન્યું હતું.

માળાનો દાદર ચડતાં મનની વ્યાકુળતા વધી ગઈ હતી. ચિત્ત સંતપ્ત થઇ ગયું હતું. દાદરાના પગથિયા હું ચડતો નહોતો પણ ફાળ ભરી કૂદતો હતો. પગથિયાં ઊપર રમતાં કેટલાંક બાળકો વિસ્મયપૂર્વક મારા તરફ જોઈ રહ્યાં. તેમાંના એકને મેં મીનાની

ઓરડી વિષે પૂછ્યું. એકને બદલે ત્રણ જણાં હોંશથી મારી સાથે ઉપર આવ્યાં. એક ઓરડી આગળ જઈને બારણું ઠપકાર્યું. "લલિતા માસી મીના બહેનને મળવા કોઈક આવ્યું છે."

"આવો ભાઈ" કહી મીનાની બાએ મને આવકાર આપ્યો "મને એમ થયું કે મીનાની કોઈક બહેનપણી મળવા આવી હશે."

"હું તેની ઓફિસે ગયો હતો ત્યાંથી ખબર પડી કે તેને તાવ આવ્યો છે. એટલે થયું કે ચાલો ખબર કાઢી આવું."

મીના ત્યાંજ એ ઓરડીમાં એક ખાટલા ઉપર સૂતી હતી. દુબળા મુખ પર સ્મિત લાવી તેણે મને આવકાર આપ્યો. "આ મારું ઘર!" હું તેની પાસે ખુરશી ઉપર બેઠો. માળાના જેવી ગંદી આ ઓરડી નહોતી, પરંતુ ફેશનેબલ શણગારેલા બ્લોક જેવી સ્વચ્છ પણ નહોતી. આ ઓરડીમાં જ મકાનની સર્વ સગવડો ગોઠવવાની હતી. તેમાં આત્મભાવે ઓરડીને બની શકે તેટલી સારી રીતે ગોઠવવાની કોશિશ મીનાએ કરી હતી. છતાંય સુઘડતા કે વ્યવસ્થા તે આણી શકી નહોતી તેમ ટૂંકા અને વાસણોની ગોઠવણ ઉપરથી લાગતું હતું.

"કેમ શું થયું છે?" ફરજિયાત બીજેથી ધ્યાન ખેંચી લઈ મેં મીનાને પૂછ્યું.

"સારું છે" તેણે સ્મિત કર્યું અને ઉધરસ ખાધી "ખાસ કાંઈ નથી" પણ પાછી તેને ઉધરસ આવી.

"મીના તું બહુ વાત ન કરે તો સારું" તેની બા વચ્ચે જ બોલી "તારાથી બોલાતું તો છે નહિ અને ઉધરસ આવશે તો છાતીમાં નાહકનું દુખ્યા કરશે."

"તને તો બા આવું કહ્યા વગર ચાલતું જ નથી! કોઈ મળવા આવ્યું હોય ને તેની સાથે વાત પણ ન કરીએ તે કેવું લાગે?"

મારા તરફ જોઈને તે બોલી "બાને એવું કહેવાની ટેવ પડી છે તમે માઠું ન લગાડશો."

"હું તો તારા હિતમાં જ કહું છું." તેની માએ જવાબ આપ્યો અને મારા તરફ જોયું. "તમને પણ ભાઇ નથી લાગતું કે મીનાએ વાત ન કરવી જોઈએ."

"તમે શાંત થઈ રહોને!" મારે હવે બોલવું જ જોઇએ એમ મને લાગ્યું.

"વાત તો પછીથી ક્યાં નથી થતી? એ કાંઈ છેલ્લીવાર માટે મળવા નથી આવ્યા. વાત કાલે થશે" તેની બાએજ વચ્ચે જવાબ આપ્યો.

"અરે કાલ તો કોણે દીઠી છે? કાલે જીવતા હઈશું કે નહિ તેનીય શી ખબર?"

"હોવે! એમ કાંઇ મોત સહેલું નથી–માગે મોત મળી જતું નથી."

મને થયું કે આવી નાની તકરાર બંને વચ્ચે થયાજ કરતી હશે. હું ખુરશી ઉપરથી ઊભો થયો.

"જો બા! તમને ખોટું લાગ્યું લાગે છે" મારા તરફ જોઇને મને આજ્ઞા આપતી હોય તેમ સત્તાસૂચક અવાજે તે બોલી "જવાનું નથી. બેસો!"

તેની બા મારા તરફ દયામણા મુખે દૃષ્ટિ કરી બોલી. "એ ખોટું કહે છે ભાઈ! હું કોઈ દિવસ તેની વાતમાં વચ્ચે આવતી નથી."

હું જવાબ આપું તે પહેલાં તો મીનાએ જવાબ આપી દીધો "બા તું એમને માટે ચા કરી લાવ નહિતર હું પથારીમાંથી બેઠી થઈ જઈશ."

એની વાતની ધારી અસર થઈ ગઈ. બા ચાલી ગયાં. હું બેઠો

પણ ખુરશી જાણે તપાવેલા લોઢાની હોય તેમ ભારે અકળામણ થતી હતી.

"તમે માઠું ન લગાડતા. મારી બાનો સ્વભાવ પડ્યો છે. મારા બાપુ ક્ષયથી મરી ગયા તેથી મારી ઉધરસે તેને ચિંતા થાય છે."

મારી અન્ય મુલાકાતોએ મા દીકરી વચ્ચે થતી આવી ઝીણી ઝીણી તકરારોથી હું ટેવાઈ ગયો. બીજીવાર હું આવ્યો ત્યારે મીનાની ઉધરસ સંભળાતી નહોતી અને તેની તબીઅત સાવ સારી થઈ ગઈ હતી તેમ લાગ્યું, છતાં તેની માતાની ચિંતા ઘટી નહોતી. મને એમ થયું કે મારી હાજરી એ બન્ને વચ્ચેની તકરારમાં કારણભૂત હશે કારણ કે મારી સાથે વધતા જતા પરિચય તરફ તેની આશંકા પ્રબળ બની હોય તેમ માનવાને કશું કારણ હતું કે નહિ તેતો હું ન'તો જાણતો આમ છતાં તે મારા તરફ સાશંક કે વહેમી દૃષ્ટિએ જોતી હતી તેમ પણ કેમ કહી શકાય ? અને મને તે સદાય આદર દૃષ્ટિએ જોતી હતી તેમ પણ કેમ કહી શકાય? મને તે સદાય આદર આપતી, સારી રીતે વાત કરતી, છતાં મીના મારી સાથે વધારે વખત ગાળતી તે તેને રૂચતું હોય તેમ મને લાગ્યું નહિ. અમને બન્નેને તે ભાગ્યે જ એકલાં પડવા દેતી. અમારી વાતોમાં તે ભાગ ન લેતી હોય તો પણ ખુણામાં બેસી ભરતકામ કરતાં તેનાં કાન આંખ અમારાં તરફ જ હતાં તેમ મને સદાય લાગતું. વચ્ચે વચ્ચે વિષયનો મર્મ કે અર્થ સમજ્યા વગર તે વાર્તાલાપમાં ઝૂકાવતી પણ મીના તેને ટૂંકાવી નાખતી અને સંભળાવી દેતી.

"બા અમે તો બીજી વાત કહીએ છીએ. તને એમાં શું સમજ પડે."

"હા ભાઇ અમને શું સમજ પડે! અમે તો હવે ઘરડી ડાળ જેવા થયા."

આમ છતાં જ્યારે સમાજની વાતો નીકળતી ત્યારે અમે

ત્રણે જણાં આનંદથી તેમાં ભાગ લેતાં અને બાની દરમ્યાનગીરી એક રીતે આવકારરૂપ થઈ પડતી. માળાની તમામ વાતોનો તે જીવંત કોશ હતી.

"મેના સાસરેથી પાછી આવી છે."

"ક્યારે ?" મીના પૂછતી.

"બે દિવસથી. સુવાવડ સુવા આવી છે."

"ઈસ્પીતાલમાં લઈ જાય તો સારું. આવા સ્થળે તો બિચારી હેરાન થઈ જશે."

"તને ઇસ્પીતાલમાં મોકલીશું" કતરાતી આંખે મારા તરફ જોઈ બા બોલી.

"બહુ સારૂં હવે" મીનાએ મોં ચઢાવ્યું, પરંતુ તેની આંખમાં વસતી મુગ્ધતા ચાલી ન ગઈ. વધુ ઉત્સુક બની.

હું હવે અડવાડિયામાં બેવાર જતો હતો. મારો જવાનો સમય સંધ્યાકાળનો હતો. જમી પરવારીને જ ત્યાં જવા નીકળતો જેથી આગ્રહ કરે તો પણ હું ના પાડી શકું. હમેશાં ત્યાં હું એકલો જ મુલાકાતી નહોતો. કોઈકવાર તેની સાહેલીઓ કે કોક સગાસંબંધી ત્યાં મળવા આવતાં એવે વખતે હું સામાન્ય રીતે મૂંગો રહેતો. મીના મારી મશ્કરી કરતી પણ એ મશ્કરી મને ચર્ચામાં ઘસડી આણવા સફળ ન બનતી. હું આવતો ત્યારે મીના બીજાઓને દૂર કરવા પરોક્ષ પ્રયત્ન આદરતી અને મારાથી તે અગોચર રહી શકતા નહિ. હું મનમાં મલકાતો. કોઇકવાર મીનાની ખાસ બહેનપણી વિમળા ત્યાં આવતી ત્યારે હું ચીડાતો અને અંદર ને અંદર બળી જતો, કારણ કે તે ઊઠવા જતી તો પણ મીના તેને આગ્રહપૂર્વક રોકી રાખતી. તેના ગયા પછી મોં ચઢાવી રાખતો હું બેસી રહ્યો હોઉં તો મોં મલકાવી તે કહેતી "કેમ બહુ ચીડ ચઢી નહિ?"

"ના ના એવું ખાસ કાંઇ નહિ."

"હવે જૂઠું શું કરવા બોલો છો? અંદરથી તો મારા ઉપર બળું બળું થઈ ગયા હશો. એમ થતું હશે કે આતે કેવી છોકરી છે!"

"કેમ કેવી છે?" મારો ભાવ વળી પાંછો આનંદી બનતો હતો.

"એક જણ બેઠું છે, તેની લાગણીની દરકારજ નથી કરતી; અને સાવ નિષ્ઠુર હોય તેમ બેપરવા બની વર્તે છે."

આવી વાતો તો લગભગ હંમેશની બની જતી, અને અમે પાછા વાતોના તડાકે ચઢતાં.

તેની બાની ચાર આંખો અમારા ઉપર રહેતી હતી તે તો હું ક્યારનોય જોઇ શક્યો હતો. તે અમને છોડીને બહાર જતીજ નહિ. હું ન આવ્યો હોઉં તેવાજ દિવસોએ તે સગા સંબંધીઓને મળવા જતી. અમે બન્ને અમસ્તાં બારીએ જઈને કોઈવાર લગોલગ ઊભા રહેતા તો તે તુરતજ ટીકા કરતી, પરંતુ તેની ટીકા કરવાની રીત વિલક્ષણ અને બુદ્ધિયુક્ત હતી. તે સીધી રીતે ટકોર કરવાને બદલે નીચે રસ્તા ઉપર શું થાય છે તે જાણવાની જિજ્ઞાસા ઉગ્ર બની ગઈ હોય તેમ રસપૂર્વક મિનીટ મિનીટના અંતરે સવાલો મૂકતી. નીચે જરા ઘોંઘાટ થતો ને તે પૂછતી:

"શું થયું મીના?"

"કાંઈ નહિ. પેલા ગાંડાને છોકરાઓ પજવે છે. ગાંડો તેમને ઢેખાળા મારે છે."

"એતો મેં ધાર્યુંજ હતું."

મીના આછો ગુસ્સો બતાવતી "તો પૂછો છો શું કરવા?"

એક સવાલનો આવો અંત આવતો ત્યાં બીજો સવાલ પૂછતી

જેટલી હિંમત હું તો ન કરું, પણ મીનાની બા જાણે ટેવાઈ ગઈ હોય તેમ બીજો સવાલ કરતી. અમે બારીએ ઊભા ઊભાં સમીપતાની હુંફ માણવાનું મૂકી પાછા ખુરશી ઉપર આવીને બેસતાં ત્યારેજ તેને જંપ વળતો. અને તેની જિજ્ઞાસા પણ તુરતજ સંતોષાઈ ગઈ હોય તેમ તેમ બારી પાસે ન જતાં શીવણનો સામાન લઈ સીવવા બેસી જતી.

મારી નોકરી ચાલી ગઈ હતી અને હું સડકછાપ બની ગયો હતો. મીનાને એ વાત કરતાં પહેલાં હું શરમાયો. પણ તે જાણ્યા વગર રહેવાનીજ ન હોતી. અમે લગભગ દર અઠવાડીએ મેટિની શોમાં સિનેમા જોવા જતાં હતાં અને તેના પૈસા હુંજ ખરચતો એટલે મેંજ તેને વાત કરી.

"મુંબાઈમાં નોકરીની તો ભારે ચિંતા હોય છે. હુંય શિક્ષિકાની નોકરી ખોળું છું છતાં મળતી નથી" મીનાય ઉદ્વિગ્ન થઈ હતી. તેની પાસે હમણાં બે ટ્યુસન હતાં અને તેમાંથી તે ઘરખર્ચ ચલાવતી હતી. ઘરખર્ચ માંડ માંડ પૂરૂં થતું હતું તે હું જાણતો હતો. મનેય તેને મદદ કરવાનું બહુ મન હતું પરંતુ હવે તો મારી મૂંઝવણનોજ હું માર્ગ શોધતો હતો ત્યાં મારી લાચારી પ્રગટ કર્યા સિવાય અન્ય રસ્તો ન હતો. મારી મૂંઝવણને પામી ગઈ હોય તેમ મને તે એક દિવસ બપોરે જમવા તાણી ગઈ. મારી અનિચ્છા છતાંય તેના આગ્રહને મારે તાબે થવુંજ પડ્યું.

હું બપોરે તો આ ઘેર પહેલીજ વાર ગયો હતો, પણ મીનાએ કુશળતાપૂર્વક મારો બચાવ કર્યો. મને આ સમયે જોઈ બાને આશ્ચર્ય થયું. "કેમ હમણાં કામે નથી જતા કે શું?"

હું જવાબ આપું તે પહેલાં તો મીનાએ જવાબ આપ્યો "હું ભણાવીને આવતી હતી ત્યાં એ રસ્તામાં સાંજમાં જમવા

જતા મળી ગયા, તે મારી સાથે તાણી લાવી. કહ્યું કે અમારે ત્યાં જમજો."

મુંબાઈમાં સવારે નવ વાગ્યે નોકરીએ જવું પડે છે, અને જમવાનું બપોરના બાર વાગ્યે રાખવું પડે છે, એ હકીકતનો સંપૂર્ણ ઉપયોગ કરવાની તક મીનાએ જતી ન કરી. પછી તો મને પૂછ્યા વગર તેણે બાને રોટલીઓ બનાવવાનું, અથાણું કાઢવાનું, કહી દીધું અને હોંશપૂર્વક મારો પાટલો મંડાવી મને જમવા બેસાડી દીધો. જમાડતાં જમાડતાં જ તેણે મને આમંત્રણ આપી દીધું કે લૉજમાં જમવા જાવ છો તેના કરતાં અહીં આવવાનું રાખજો. "કેમ બા તને શું લાગે છે?"

આમંત્રણ અપાઈ ગયા પછી બા ના પાડી શકે તેમ ન હોતું "હા, હા, એમાં શું? કેમ હમણાં ઘેર કોઈ નથી કે શું?"

મારે ઘેર મારા સિવાય બીજું કોઈ ન હતું. પણ એ વાત મીના સિવાય મેં બીજા કોઈને જણાવી ન હતી એટલે મારે માટે તુરત જવાબ આપવો અશક્ય હતું. પણ મીનાએ તરતજ મારી મૂંઝવણ ટાળી: "તેમનાં બા ગામ ગયાં છે એટલે એ લૉજમાં જમવાનું રાખે છે"

હું કૃતજ્ઞતાપૂર્વક મીના તરફ જોઈ રહ્યો. તેની આંખો મને એમ કહી રહી હતી કે એમાં શું? એતો મારી ફરજ છે. તમારી મુશ્કેલીમાં આટલો મારો સાથ નહિ હોય તો કોનો હશે?

એક દિવસ હું જમતો હતો તેજ વેળાએ વિમળા આવી પહોંચી. વિમળા ઘણા દિવસથી દેખાઇ ન હતી. તેની ટેવ મુજબ તે ધડાધડ કરતીજ અમે જમતાં હતાં ત્યાં આવી પહોંચી. તેણે માથે ઓઢ્યું હતું—જાણે ગૃહિણી બની ગઈ હોય તેમ.

"ઘણે દિવસે વિમળા?" સૌથી પહેલો આવકાર બાએજ

આપ્યો. વિમળાનું આગમન તેને સૌથી પ્રિય હતું. વિમળા પાસે બાને ગમે તેવી વાતોનો અખૂટ ભંડાર હતો. ખૂણામાં પડેલો પાટલો લઈ તે મીનાની નજીકમાં બેસી ગઇ.

"કેમ ભાણું પીરસું ?" બાએ પૂછ્યું.

"ના રે ! હું તો ખાઇનેજ નીકળી છું"

"તારા વિવાહ થવાના હતા એવું તું છેલ્લી વાર મળી ત્યારે કહેતી હતી, તેનું શુ થયું ?" મીનાએ પૂછ્યું.

" થઇ ગયા અને આજે તો હું લગનના નોતરાં દેવા આવી છું" વિમળાની આંખમાં તોફાન હતું તે હું જોઇ શક્યો.

"છોકરો કેવોક છે ?" બાએ પૂછ્યું.

"બેંકમાં જાય છે અને મહિને સો રૂપીઆ લાવે છે" તેના મુખ ઉપર અભિમાન પ્રગટ્યું.

"ત્યારે તો તારાં ભાગ્ય ઊઘડયાં." માની આંખોમાંય એક જાતનો પ્રકાશ જણાવા માંડયો.

મીનાએ સ્મિત સાથે અભિનંદન આપ્યાં. મેંય મુખ પ્રફુલ્લિત રાખી અભિનંદન આપવા પ્રયત્ન કર્યો પણ એ પ્રસન્નતા આવી શકીજ નહિ. હું બેકાર હતો. એ હકીકતના સ્મરણરૂપેજ બેંકની નોકરીની વાત થઈ હોય તેમ મને લાગ્યું.

"આ જમાનામાં સો રૂપીઆય કોને મળે છે ? નોકરીના જ સાંસા હોય ત્યાં !" બાએ વાત આગળ ચલાવી. તેમણે એકાદ ક્ષણ વાત વચ્ચે મારા તરફ દૃષ્ટિ ફેંકી લીધી.

"સ્વભાવ પણ બહુ સારો છે. વિવાહનું નક્કી થયા પછી અમે મળ્યાં હતાં અને સાથે ફરવા પણ ગયાં હતાં. ખૂબ ગમ્મત કરાવી મીની, તનેય ગમશે. હું તને મેળવી આપીશ."

"મારે તો કાંઈ મળવું નથી." મીનાએ મારા સામું જોઈ વાત ઉડાવી. મને આ ચર્ચાથી દુઃખ થતું હતું એ તે પારખી ગઈ હતી.

"મળ્યા વગર તે કાંઈ ચાલવાનું છે? બોલ ક્યારે આવીશ? મેં તેમને પરમદિવસે ચોપાટીએ મળવાનો વાયદો આપેલો છે."

"તારું નસીબ સાચેજ જોરદાર કહેવાય." માએ એક નિશ્વાસ મૂકયો. "સો રૂપીઆ પગાર, સારો સ્વભાવ, પછી શું જોઈએ?"

"મા!" મીનાના અવાજમાં કંપ આવ્યો.

"કેમ શું થયું?" મારા મુખ ઉપરથી સર્વે ભાવ ઉડી ગયા હતા, તે તરફ જોઈ મા બોલી: "ઠીક ભાઇ! નહિ બોલું. મીનાનાં નસીબ પણ..."

"બા!" મીનાનો રોષ વધ્યો હતો.

"સારૂં બહેન સારૂં." ઉતાવળે બાએ વાત પડતી મૂકી. "મારે શું? હું તો તારા સુખની વાત કરૂં છું. તને ન ગમે તો મારે શું? બસ! કેમ વિમળા!"

અમારા ત્રણેમાંથી કોઈએ ઉત્તર ન આપ્યો.

અઠવાડીઆમાં શનિવાર આવતો અને મને મારી જાત તરફ ધિક્કાર છૂટતો. શનિવારે અમે સિનેમા જોવા જતા પરંતુ હું જ્યારથી બેકાર બન્યો ત્યારથી અમે બંધ કર્યું હતું. મીનાએ મને બેએકવાર આગ્રહ કર્યો હતો, પરન્તુ તેનીય ગરીબ સ્થિતિ હું જાણતો હતો. તે માંડ માંડ જીવન ચલાવતી હતી, ત્યાં વળી આવા શોખનું ખર્ચ તેને માથે નાંખવામાં મને શરમ આવતી હતી. તેના એ આગ્રહને હું વશ ન થતો.

"શનિવારે ઘેરજ બેસીશું. બા ફોઇને ત્યાં દર શનિવારે જાય છે. એટલે ત્રણ ચાર કલાક આસ્સી નિરાંત મળશે."

હું શનિવારે જાણીજોઈને પાંચ વાગ્યા પછી ગયો, જેથી બા બહાર નીકળી ગઈ હોય પરન્તુ હું જ્યારે ગયો; ત્યારે તે ઘેરજ હતી. મને જોતાં જ મીનાએ પૂછ્યું "તું ફોઇબાને ત્યાં ક્યારે જવાની છું?"

ઠંડે કલેજે બાએ જવાબ આપ્યો. "જોઉં છું, આ ભરવાનું કામ પૂરું થયે વાત. તમે અહીંજ બેસવાના છો?"

"હા!"

"મને લાગે છે કે હુંય નહિ જાઉં. ત્યાં જતાં કંટાળો આવે છે."

"એતો તેં આજે જ કહ્યું?"

"લે, એમાં કહેવા જેવું શું હતું?" મોં મચકોડી બા બોલી "બધુંય કહેવાનું હોય છે?"

"સારૂં ન કહીશ" મીના ચીડાઈ હતી. બા એ દાઝયા ઊપર ડામ દેતી હોય તેમ બોલી, "નોકરી ન હોય અને આમ ઘેર બેસી રહેવું પડે તેમાં મિજાજ ઠેકાણે નયે રહે."

"મારે કાંઇ સાંભળવું નથી બા!"

"નહિ બોલું બસ! તમે બન્ને વાતો કર્યા કરો, આ હું મારા કામમાં બેઠી, બસ." પણ જવાની વાત તો તેણે કાઢીજ નહિ.

દર શનિવારે આમ જ બનતું. અમેય કંટાળ્યા હતા. બા ફોઈબાને મળવાની વાત કરતાંજ નહિ.

ગમે તે બહાનાસર તે ઘેરજ રહેતી. અમારી વચ્ચે નક્કી થયા મુજબ મીનાએ સૂચના કરી કે આપણે ત્રણે જણાં માશીબાને

ત્યાં જઈએ, ઘરની નિરસતાનો એ રીતે અંત આવશે. એ વિચારને મારું અનુમોદન તો પ્રથમથી મળી ચૂક્યું હતું.

બાએ પ્રથમ તો આનાકાની કરી પરન્તુ આ સૂચનાથી તેને આનંદ થયો હતો, એ ચોક્કસ. "તમે બધાં આવતાં હો તો જઈએ, બાકી મારી ઇચ્છા નથી."

અમે ઘર બહાર નીકળ્યાં. મા અમારેથી થોડે અંતરે ચાલતી હતી. અમે મૂંગા મૂંગા ફઈબાના ઘર સુધી પહોંચી ગયા.

ફઈબાએ બન્ને માદીકરીને આવકાર આપ્યો. અને મારા તરફ બારીક નજરે મારી પરીક્ષા લેતાં હોય તેમ જોયું. એ પછી શું જાણે ત્યાં હુંજ નહિ તેવી રીતનો વર્તાવ શરૂ થયો.

મારી આ જાતની ઉપેક્ષા એક રીતે મને આવકારદાયક થઈ પડી. કારણ કે એ રીતે એક શ્રોતા બનીને તેમની વાતો સાંભળવાનો મને મોકો મળ્યો હતો. અનિવાર્યપણે કોઇકના લગ્નની વાત ચર્ચાતી હતી.

"કુસુમના વિવાહ થયા પણ પાછળથી છોકરાએ ના પાડી. સગપણ શેકે કર્યું. આજના જુવાનીઆ હોય છેજ એવા. છોકરી કાણી કુબડી કાંઈ નથી. ઘર પણ સારું છે તોય આવું થયું."

મીના પણ મારી માફક ચૂપજ હતી.

"જવાદોને તેમની વાત! હવે તો ફૂંકી ફૂંકીને પગ મૂકવા જેવું છે. નહિતર કોણ કોને છેતરી જશે, તેની શું ખબર પડે?" માએ કહ્યું

"તમને તો લગ્ન સિવાય બીજી વાત જ સૂઝતી નથી." મીના વાત બદલવા વચ્ચે બોલી.

"લગ્ન સિવાય સંસારનું ગાડું જ ક્યાં આગળ ચાલે તેમ છે?" ફઈબા ઠપકો આપતાં હોય તેમ બોલ્યાં.

"આ મીનાને માટે ય સારો છોકરો જોઇએ પણ છે. કોઇ જડતું નથી."

ફઇબાએ મારા સામું ફરી જોયું. વરરાજાની ચુંટણીમાં મારો નંબર કેટલામો આવી શકે તે તપાસતાં હોય તેમ મને ધારી ધારીને જોવા માંડયો.

"કેમ પસંદ આવે છે કે શું" મીનાએ ધૃષ્ટતાપૂર્વક ફઇબાને પૂછ્યું. ફઇબા ડઘાઈ ગયા. મીના આવું પૂછશે તેવી આશા તેમને નહોતી.

"હવે બહુ ચિબાવલી ન થા." બાએ મીનાને દાબવા કોશિશ કરી. પરન્તુ મીના એમ નમતું મૂકવા તૈયાર નહોતી.

"તો પછી આવું બોલતાં તમને શરમ નથી આવતી ?" ગુસ્સામાં ને ગુસ્સામાં તે ત્યાંથી ઊભી થઈ ગઈ. "અમે ઘેર જઈએ છીએ. તારે જ્યારે આવવું હોય ત્યારે આવજે."

"બેસ તો ખરી ! આમ વાતવાતમાં ચીડાઇ શું જાય છે ?" બાએ તેને વારવા પ્રયત્ન કર્યો પરન્તુ મીનાને બેસાડવાનું કામ સરળ ન હતું.

અમે ત્રણે જણાં ત્યાંથી ઊઠયાં. રસ્તામાં બાએ થોડો ઉપદેશ આપવા પ્રયત્ન કર્યો, પણ મીનાનું એ વાત ઊપર લક્ષ જ નહોતું. એ જોતાં તે ય શાંત થઈ ગઈ.

મને નોકરી મળી ગઈ હતી એટલે મેં મીનાને ત્યાં જમવાનું બંધ કરી દીધું હતું. મારી મુલાકાત પણ એ કારણે રોજની બનવાને બદલે સાપ્તાહિક બની ગઇ હતી. શનિવારે સિનેમા જોવાનો કાર્યક્રમ પૂર્વવત્ ચાલુ કરી દીધો હતો પરંતુ ત્યાં એક જ વાર જઇ શકાયું. બીજે અઠવાડીએ તો મારે એને ઘેર જવું જ પડ્યું, કારણ કે ફરી પાછી તે પથારીમાં પડી હતી. આ વખતે ખાંસીનું

આક્રમણ પ્રથમ કરતાં વિશેષ હતું. હું જઇને તેની પાસે બેઠો કે તુરત જ બાએ પ્રેમપૂર્વક કહ્યું: "બહુ વાત ન કરીશ મીના!" મીનાએ તેનો વિરોધ ન કર્યો પણ જરા સ્મિત કર્યું. બા અંદર રસોડામાં ગયાં. અમને બન્નેને એકલાં મળવા દેવાનો ઇરાદો હોય તેમ મને લાગ્યું.

અમે બન્નેએ એકબીજાના સામું જોયું. મારો હાથ ખાટલાની ઇસ ઉપર હતો એ તેણે ધીમે રહીને પોતાના હાથમાં લઇ થાબડ્યો. મને સંકોચ થયો અને હાથ પાછો ખેંચવા હળવો પ્રયત્ન કરી જોયો, પરન્તુ તેણે દૃઢતાથી પકડ લીધી હતી. માથું હલાવી તેણે મને પ્રયત્ન કરવાની મના કરી. રૂપેરી પડદા ઉપર આવતા મૃત્યુ-દૃશ્યનું પુનરાવર્તન થતું મને લાગ્યું. મારી આંખમાં આંસુ આવી ગયાં. પ્રથમ જ વાર આવો આંસુરાશિ જોયો હોય તેમ તે મારા તરફ ધારીધારીને જોઇ રહી. તેણે મારો હાથ તેની છાતી ઉપર મૂકી જોરથી દાબ્યો. એક ફિક્કું હાસ્ય કરી તે બોલી: "આમ ગાંડા શું થાઓ છો? તમેય હિંમત હારશો તો..."

મારે ઘણું કહેવાનું હતું પણ અંતરની લાગણીને વ્યક્ત કરવા શબ્દો જ મુખે ન આવ્યા. તેના માથા ઉપર હાથ મૂકી હું ધીરે રહીને ગણગણ્યો: "તને જરૂર ઠીક થઇ જશે."

તેને આનંદ થતો હોય તેમ તેણે માથું ધૂણાવી હા કહી, "હું થોડા દિવસમાં મારે ગામ જવાની છું એટલે તો જરૂર સારૂં થઇ જશે."

મેં પ્રસન્ન દેખાવા પ્રયત્ન કર્યો. તેના જવાના સમાચારથી મારૂં દુઃખ વધ્યું હતું તે હું કેમ કરીને કહું?

તેની બા રસોડામાંથી આવી ગઈ હતી. "મીના તું સૂઈ જાય તો સારૂં."

મીનાએ આંખો બંધ કરી દીધી હતી. પણ મને જોવા જ ઉઘાડી. એ દૃષ્ટિમાં ઉરસંધાનના મીઠા કોલ હતા.

હું જ્યારે ફરીવાર ગયો ત્યારે જવાની તૈયારીઓ થતી હતી. મીનાની તબિયત ઠીક થઈ હતી. જવાના દિવસથી હું સાવ અજ્ઞાત હતો. એ વિશે મીનાએ કે તેની બાએ કોઈએ વાત કરી જ નહોતી. હું ગયો ત્યારે તેની બાએ કહ્યું "અમે કાલે જઈએ છીએ."

મેં મીના તરફ જોયું. મીના એક પેટીમાં વાસણો ભરતી હતી હું તેને મદદમાં લાગ્યો. હું શાંત હતો પરંતુ વાતાવરણની વિયોગની અસરથી મુકત રહેવા માંગતી હોય તેમ મીના તરેહતરેહની વાતો કરતી હતી.

"મેં તો બાને ના કહી કે આપણે આ બધો સામાન લઇને શું કરવા જઈએ? તબિયત સારી થએ પાછા તો આવવું જ છે, તો નાહકની આ તકલિફ! પણ એ માનતી જ નથી. કહે છે કે સામાન કોને ત્યાં મુકીએ? મેં તમારૂં નામ આપ્યું પણ તેનીય એણે ના પાડી."

થોડીવારમાં તો બધી તૈયારીઓ થઇ ગઇ. પથારીઓમાં મોટો બિસ્તરો બાંધવામાં આવ્યો હતો. બીજી બે ટ્રંકો વાસણો તથા લુગડાંની થઈ હતી. પલંગ, ખુરશી, પડોશમાં રહેતા મનોરમા બ્હેને લઈ લીધાં હતાં. તે કામ પરવારીને અમે ખાલી પલંગ ઉપર બેઠાં. હવે કાંઇ બાકી રહેતું નહોતું, તે તપાસી બા પણ અમારી સાથે જોડાયાં.

"આજે તો તમને ચા નહિ પાઇ શકાય."

મીનાએ બેસતાંજ કહ્યું.

"હા. વાસણો ને પ્રાયમસ બધુ બાંધી દીધું છે. કાલ સવારની ગાડીએ તો જવાનું છે."

હું અનુત્તર રહ્યો.

"ચાલો! આપણે બહાર જઈએ" મારા તરફ જોઈને મીના બોલી. બા તરફ જોઈને તેણે કહ્યું "હું બહાર જઈને હમણાં આવું છું."

"તારી તબીયત સારી નથી, ને ક્યાં જાય છે? અહીંયાંજ બેસોને!"

"ના અહીંયાં નથી ગમતું" કહી તે ઊભી થઈ.

"હું ના પાડું છું મીના! અહીંયાંજ બેસો" બાનો અવાજ જરા સખ્ત બન્યો હતો.

મીના પોતાની જગ્યાએ ઊભીજ રહી. "મારા કામમાં તું વચમાં આવે તે નથી ગમતું મને બા! આજે હું તારૂં કહ્યું નથી કરવાની."

મા દીકરી વચ્ચે આવી ઝુંબાઝોડી અટકાવવા હું બોલવા જતો હતો. "આપણે ત્રણે જણાં..."મને વચમાંથીજ અટકાવી તે બોલી. "મારે તમારૂંય નથી સાંભળવું. ચાલો ઊઠો" "ભલે જાવ! મારે શું?" બાનું મોં ચઢ્યું હતું પણ મીના આજે એ કશા ઊપર ધ્યાન આપવા તૈયાર ન હોતી. તે ઓરડા બહાર નીકળી. હુંય તેની પાછળ ઘસડાયો.

છેક ચોપાટી સુધી અમે ચાલ્યા ચાલ્ય કર્યું. મીનાની ચાલમાં ન'તી સ્ફૂર્તિ કે ન'તી ચપલતા "આપણે આજે તો સાથેજ ચાલવું છે."

કોણ જાણે કેમ, અમે લગભગ પાછા ફર્યા ત્યાં સુધી શાંતજ રહ્યા; ચોપાટીના દરિયાની આનંદ લહરીનો ઘૂ ઘૂ અવાજ શબ્દોમાં પ્રતિઘોષિત થવા અસમર્થ નીવડ્યો. માત્ર હૃદયપાત્ર દુઃખથી, વિરહ શોકથી છલોછલ ભરાઈ ગયું હતું. અમે છેક રાત્રે દશ વાગ્યે પાછા ફર્યા. મીનાની ઓરડીમાં દીવો હજુય બળતો હતો. બા જાગતી હોય તેમ લાગતું હતું.

"તમે અહીંથીજ પાછા વળી જાવ" દાદરા આગળજ મીનાએ મને કહ્યું. તેનો હાથ મેં મારા હાથમાં લીધો. "સવારે સ્ટેશન ઊપર ન આવતા" તેણે મને કહી દીધું "મેં પરાણે હિંમત રાખી છે. કદાચ તૂટી જવાશે."

"મીના કાગળ લખીશને ? જરૂર હોં."

"હું" એટલો ટૂંકો ઉત્તર તેણે આપ્યો. તેની આંખમાંથી આંસુ ટપકી મારા હાથ ઊપર પડ્યા. મારા હાથમાંથી હાથ ખેંચી લઈ તે દાદરો ચઢી ગઈ.

હું દાદરાનો કઠેરો પકડી તેને જતાં જોઈ રહ્યો. તે ઓરડીમાં ગઈ ને ત્યાંથી સખ્ત ઉધરસનો અવાજ મારા કાન ઊપર અથડાયો. આખે રસ્તે તેણે એકેય વાર ઉધરસ ખાધી ન હોતી. મારે માટે તેણે એ પ્રવાહને રોકી રાખ્યો હતો.

મારી સ્વસ્થતા લગભગ નાશ પામી હતી. હું એ જગ્યાએથી ચાલી નીકળ્યો. મારા પગની ગતિ વિશે મને ખબર ન હોતી. મારા મગજ આગળ મીનાની છબી વારંવાર તરી આવતી હતી. વ્યાસમાં ગાળેલા એક દિવસનો વિસ્તાર આજ સુધીમાં કેવો વિશાળ થયો હતો ! અને આજે એ વિશાળતા કેવા શૂન્ય સ્વરૂપમાં પલટાઇ ગઇ હતી !

થોડાકજ દિવસ પછી રજા લઈ હું વ્યાસ ગયો. મને મુંબાઈમાં ગોઠતું નહોતું. વ્યાસ પહોંચ્યાને બીજે દિવસે કાઠિયાવાડના એક શહેરની છાપવાળો કાગળ હતો. કાગળ મીનાની બાનો હતો; અને સમાચાર તેમાં મીનાના મૃત્યુના હતા.

એ દિવસે અમારા પરિચયને બરોબર એક વર્ષ પૂરું થતું હતું. જીંદગીમાં એ એકજ વર્ષ ક્યાં ગયું છે તેની મને ખબર નથી પડી. ત્યાર પછીના વર્ષો મને ખૂબજ લાંબા લાગ્યા છે.

# પરાયાં અને પોતિકાં

શ્રી તંત્રી, સત્યકથા

સાચી બીનાઓને આપ આપના પત્રમાં સ્થાન આપો છો–તો મારોય એક કોયડો છે. આપ તેનો ઉકેલ સૂચવશો તો હું આભારી થઇશ.

મારો આખો ઇતિહાસ નીચે પ્રમાણે છે. હું અઢાર વર્ષની વયે વિધવા થઇ. મારાં લગ્ન સોળ વર્ષની વયે થયાં હતાં. મારા પતિ કૉલેજમાં ભણતા હતા. તેમનો સ્વભાવ આનંદી અને મળતાવડો હતો. મારા ઊપર તેમનો ખૂબજ પ્રેમ હતો. મારા સસરાનું આખું કુટુંબ આવુંજ હતું. સાસરે ગાળેલાં એ બે વર્ષ હું કોઈ દિવસ ભૂલી શકું તેમ નથી. મારા એ બે વર્ષના સહજીવનની સ્મૃતિરૂપે લતા મારી સાથે છે.

પરંતુ મારા નસીબજ ફૂટેલાં હતા. મારા પતિને ટાઈફોઈડ લાગુ પડયો અને એ તે પ્રાણહારીજ બન્યો. તેમના મૃત્યુ બાદ હું થોડાક દિવસ સાસરે રહી. પણ પાછળથી પિયર આવી. લતા મારી સાથેજ હતી. હવે હું પહેલાની માફક સાસરે ન હોતી જતી. સાસુ તો ખૂબ આગ્રહ કરતાં પણ મારું દુઃખ ત્યાં વધુ ઉગ્ર બનતું. મારા મન ઊપર પતિના મૃત્યુની ઘેરી અસર પડી હતી. પરંતુ લતાનાં ભાવિ સારૂ મારે મારા મનને સ્વસ્થ બનાવ્યા વગર છૂટકો ન હોતો. લતાને મારે ખૂબ સુંદર સંસ્કારી છોકરી બનાવવી હતી અને તેને માટે મારે પોતાને જેટલો વિકાસ કરવો જોઇએ તે કરવા પણ હું તૈયાર હતી.

લતાને લક્ષ્યમાં રાખી મેં બાલમંદિરની તમામ તાલિમ મેળવવાનું

નક્કી કર્યું. મારા પિતાને મેં એ વાત કરી. તેમને એ વિચાર ગમ્યો, અને તુરતજ તેમના એક મિત્ર મારફત એક બાલમંદિરમાં ગોઠવણ કરાવી.

મેં બાલમંદિરમાં જવા માંડ્યું. બાલમંદિરમાં ત્રણ શિક્ષક હતા. બાલમંદિરના સંચાલકે તેમાંના એક નટુભાઇ સાથે મને કામમાં ગોઠવી આપી. પહેલાં તો મારે નટુભાઈ કેમ કામ કરે છે તે જોવાનું હતું. જ્યાં મને અસાધારણતા લાગે અગર સમજ ન પડે ત્યાં તેમને પૂછવાનું સૂચવ્યું હતું.

બાલમંદિરનું વાતાવરણ પ્રસન્ન અને મધુરું હતું. તેમાંય હું જે બાલમંદિરમાં જતી હતી તેની જગ્યાજ એવી સુંદર હતી! લીમડા તથા આંબાના વૃક્ષોની ઘટા નીચેજ છોકરાંઓના વર્ગો લેવાતા. તેમને માટે કામ તથા રમતોનો સામાન ત્યાંજ ગોઠવાતો. નિસર્ગનો નિર્બંધ આનંદ બાળકો માણી શકે, એ આનંદના સમયમાં જે સૂચનાઓ થાય તે બાળકો જલદી ઝીલી શકે, અને પોતાનું ઘડતર સાધી શકે તેવી જાતના સિદ્ધાંતની પ્રતીતિ મને પહેલે દિવસે થઇ ગઈ. ઘરના સાંકડા વાતાવરણમાંથી છૂટીને બાળકો નિર્દોષ આનંદ ભોગવતાં હતાં. તેમને આનંદ કરતાં જોઈ મારું હૃદય હળવું થયું. પહેલા દિવસે તો મેં કાંઇ કર્યું નહિ તેમજ પૂછ્યું પણ નહિ. કામના અંતે નટુભાઈએ પૂછ્યું "કેમ મંગળા બહેન! ગમ્યું?"

મેંય ટૂંકો જવાબ વાળ્યો: "હા"

"હજી તો ઘણી મજા પડશે. બાળકો સાથે તમે મળી જશો એટલે તમને તેની શક્તિનો ખ્યાલ આવશે. મેડમ મોન્ટેસોરીનો આપણે આભાર માનવો જોઇએ કે આપણને નૂતન દ્રષ્ટિએ જોતા શીખવ્યું—બાળકોમાં રહેલી આ શક્તિના વિકાસમાંજ આપણા સમાજનું ઉજળું ભાવિ રહેલું છે" આ ટૂંકા ઉપદેશ સાથે તેમણે મને થોડીક સૂચનાઓ પણ આપી. મારે બાળકો સાથે ભળવું જોઇએ મારે તેમની તોફાનમસ્તીમાં ભાગ લેવો જોઇએ, તેમના પ્રશ્નોનું

સંતોષકારક સમાધાન કરવું જોઇએ, કોઇપણ હિસાબે તેમની સાથે ચીડાઈને વાતતો નજ કરવી જોઈએ. મારે માટે આ પ્રાથમિક કામ પણ કઠિન હતું—મારા પોતાનામાં આનંદ ન હોય ત્યાં આનંદી બનીને ઘૂમી કેવી રીતે શકું?

મારી મુશ્કેલી મેં નટુભાઈ આગળ રજૂ ન કરી. પરંતુ તે જાણે મારી વાતથી પરિચિત હોય તેમ તેમણે કહ્યું. "હું જાણું છું કે આ બધી સૂચનાઓ તમને ભારે લાગશે. તમારી વાતની મને ખબર છે. આવી વયમાં આવી આપત્તિનો ઘા ઘણો પ્રબળ હોય છે. તેનું દુઃખ પ્રચંડ હોય છે. પરંતુ જ્યારે જીવનમાં એક બનાવ આપણી ઈચ્છા વિરૂદ્ધ પણ બની જાય છે, ત્યારે અનંતકાળ સુધી તેનો ઘા તાજો જ રાખવામાં શો અર્થ છે? તમારે તો હવે તમારો અને લતાનો વિચાર કરવાનો છે. જીવનનો ખ્યાલ કરતા હો તો બનવાકાળ બની ગયું. હવે શોકમાં જ જીવન વ્યતિત કરવાને બદલે આવા સામાજિક સેવાના કાર્ય દ્વારા સમાજને ઉપયોગી બનવાનું તમારે સ્વીકારવું જોઇએ." તેમણે મારી સાથે પહેલે જ દિવસે ખૂબ વાત કરી. મેં પોતે તો તેમની એકેય વાતનો જવાબ ન વાળ્યો, પરંતુ તેમની સહાનુભૂતિ મને ગમી ખરી.

બીજા જ દિવસથી હું ધીરેધીરે કામ તરફ વળવા લાગી. રોજના કામના અંતે નટુભાઈ મને પૂછતા "કેમ હવે ગમે છે ખરું?" હું હવે ટૂંકો ઉત્તર આપવાને બદલે સામા પ્રશ્નો મૂકતી અને મારી ગૂંચો રજૂ કરતી. મારે મોન્ટેસોરીના સિદ્ધાંતોનું અધ્યયન કરવું જ જોઈએ એમ નટુભાઇએ સૂચવ્યું—અને તુરત તેમણે જ પોતાની સેવાઓ આપવાનું કબુલ્યું.

બાલમંદિરના મુખ્ય આચાર્યની રજા લઈ અમે સમય પૂરો

થયા પછી બેસતા અને નટુભાઇ અમારો વર્ગ લેતા. એ મને ચોપડીઓ લાવી આપતા. હું નોંધ કરી તેમને બતાવતી અને અમે તે ઉપર ચર્ચા કરતા. અમે હવે સારા પરિચયમાં આવ્યા હતા. સાંજે અમે સાથે જ ઘેર જતા અને તે છેક મારા ઘર સુધી આવીને મૂકી જતા. મારા ઘરમાં આ વાતનો કોઇનેય વાંધો નહોતો કારણ કે ઘેર તો પહેલેથી જ મેં એ વાત સહુને કહી દીધી હતી.

આ વર્ગમાં અમે બાલશિક્ષણ ઉપરાંત અન્ય વાતો પણ કરતા. નટુભાઈ સાહિત્યશોખીન હતા અને તે જુદા જુદા કર્તાઓ વિશે મને પૂછતા. હું ન જાણુતી હોઉં તેવાઓનો પરિચય આપતા. તેમની કૃતિઓના ગુણદોષ વિશે વિવેચન કરતા; મને તેમનાં પુસ્તકો લાવી આપતા. મારા મન ઉપર તે વિશે કેવી છાપ પડી છે તે જાણુવા ઇંતેજાર રહેતા. કોઈ કોઈ વાર તો અમે બાલશિક્ષણુના સિદ્ધાંતો વિશે વાત કરવાને બદલે આવી સાહિત્યચર્ચામાં જ ઊતરી જતા—જો કે આવી ચર્ચા મોટે ભાગે અમે ઘેર જતા ત્યારે રસ્તેજ કરતા હતા.

નટુભાઇ હજીસુધી પરણ્યા નહોતા, એ પણુ તેમણે જ મને કહ્યું. લગ્ન વિશે તેમણે પોતે જ એક વાર વાત ઉપાડી. ચર્ચા ટોલસ્ટોયના લગ્નસુખ નામના એક પુસ્તક ઉપરથી ઊપડી હતી. એ ચર્ચા થોડીક ચાલી અને એમણે દરખાસ્ત કરી કેઃ ચાલો આપણે ફરવા જઈએ. રસ્તામાં વાત કરીશું. મેં ના ન પાડી અને અમે ઊઠયા. લગ્ન વિશે તેમનો મત સહુ કરતાં જુદો હતો. લગ્નને તે જીવનસહચર્યની સર્વોચ્ચ ભૂમિકા સમજતા હતા પરંતુ તે સાથે લગ્નના જુદા જુદા પાસાઓનો સંપૂર્ણ વિચાર કરવો ઘટે અને એ સર્વ વિશે સમન્વય સ્થાપવો જોઇએ—જ્યાં સુધી આવું એકીકરણુ ન થાય ત્યાં સુધી લગ્નમાંથી નીપજતા સુખનો

સર્વોચ્ચ શિખરે ન પહોંચી શકાય. એટલા પૂરતું જીવન અપૂર્ણ જ રહી જાય.

આ વિષયનો તેમનો અભ્યાસ ખૂબ જ ઊંડો હતો. લગ્નની માનસશાસ્ત્રીય, આર્થિક અને સામાજિક મીમાંસા તેમણે ખૂબ ઝીણવટથી કરી. હું તેમના જ્ઞાન ઊપર મુગ્ધ તો હતી જ. મારું માન એ દિવસે વધી ગયું. તેમના લગ્ન વિશે તો મેં જ તેમને પૂછ્યું. મને તો ત્યારે જ ખબર પડી કે એ અપરિણીત હતા.

"તો પરણવાના જ નથી કે શું?" મેં પૂછ્યું.

"લગ્નની સાવ વિરૂદ્ધ છું, તેમ હું નથી કહેતો. પરંતુ મારા આદર્શવાળી કન્યા ન મળે તો હું લગ્ન કરવા નથી માગતો."

"આવી કન્યા આજના જમાનામાં મળે તે તો મને સંભવિત નથી લાગતું."

"ઘણીવાર અસંભવિત પણ સંભવિત બની જાય છે. તમારો જ દાખલો લ્યોને! તમે આટલો વિકાસ સાધી શકશો એમ તમને પોતાને લાગ્યું હતું? તમે બાલમંદિરમાં આવ્યા તે દિવસે કેવા દુઃખી મ્લાન વદન જણાયાં હતાં? ત્યારે તમને જીવનમાં એક તમારી કન્યા સિવાય કશો આનંદ કે હેતુ લાગતો નહતો! આજે જુવો. તમે હવે આનંદી બન્યા છો. કોઇક નવોઢા કન્યાની જેમ તમારા અંતરમાં પુનઃ ઉલ્લાસ પ્રગટ્યો છે. તમને હવે એકલી લતામાં જ રસ રહ્યો નથી. જગતમાં અન્ય માનવીઓ વસે છે એવો તમને ખ્યાલ આવ્યો છે."

મારી વાત તેમણે પોતાના લગ્ન સાથે જોડી દીધી હતી એ મને તે દિવસે તો સાવ આકસ્મિક લાગ્યું હતું.

આ વાત થયાને બીજે જ રવિવારે તેમણે મને આગ્રહપૂર્વક ઘેર બોલાવી. એ પહેલાં કોઇ દિવસ હું તેમને ઘેર ગઈ નહોતી. તે બાલમંદિરની સમીપમાં જ રહેતા હતા તે હું જાણતી હતી. એકવાર તેમણે મને ઘર બતાવ્યું હતું પણ મને ઘેર આવવાનું આમંત્રણ આ પહેલાં એકવાર આપ્યું નહોતું. મેં આનાકાની કરી પણ તેમણે આગ્રહ કર્યો અને હું ગઈ.

એ દિવસે પહેલી જ વાર મને નટુભાઈમાં ફેરફાર દેખાયો. મેં સદાએ તેમને સુખી અને આનંદી માન્યા હતા. કોઈ દિવસ પણ તેમને લાગણીની વ્યથા હોય તેમ મને લાગ્યું નહોતું. પણ હું જ્યારે તેમને ત્યાં ગઇ ત્યારે મને તેમના મુખ ઉપર ઉદ્વેગ જણાયો. રોજની પ્રસન્નતા નહોતી. મેં તેમને આ ઉદ્વેગનું કારણ પૂછ્યું. તેમણે પહેલાં તો જવાબ ન આપ્યો, પણ મેં દબાણ કર્યું એટલે એણે કહ્યું : મને જીવનમાં કોઇકવાર શૂન્યતા એકલતા લાગે છે. મને થાય છે કે મેં આ બધું જે એકત્ર કર્યું છે, મેં જે જ્ઞાનનો સંચય કર્યો છે, તે બધુંય હું ઠાલવી શકું તેવું એકાદ પાત્ર જોઈએ. એવા પાત્રની ઉણપ કોઇકવાર ઉત્કટ બની જાય છે. તે મનને સંતાપે છે. આખા શરીરમાં જાણે આગ ઊઠે છે.

તેમનું દુઃખ પ્રચંડ હતું, એ તો મને તુરત લાગ્યું. તેમની આંખમાં આંસુ આવ્યાં. તેમને કોઈકની સહાનુભૂતિની આવશ્યકતા હતી. હરહંમેશ એ મને જીવનનાં દુઃખ જીરવવાની સલાહ આપતા. આજે મેં એવી સલાહ આપી. મારા શબ્દોની કાંઈક અસર થઈ હોય તેમ લાગ્યું. ઊઠતી વખતે તેમણે કહ્યું : સાચે જ તમે મારા જીવનમાં વીરડી સમાન છો. તમારા આ આશ્વાસનભર્યાં શબ્દો મને મારી જીવનદૃષ્ટિ સ્થિર, અકલુષિત રાખવામાં મદદરૂપ થશે.

એ દિવસ પછી હું વારંવાર એમને ત્યાં જતી. તે કહેતા :

તેમે આવો છો અને મને જીવનમાં દુ:ખ રહે છે. મારા ઉપર તેમનો ઉપકાર હતો અને હું જો એ રીતે તેમના જીવનમાં થોડેઘણે અંશે મદદરૂપ નીવડું તો એમ કરવા હું તૈયાર હતી. એકલતાનો દુ:ખ તેમને અંગે લાગ્યો હતો અને એ દુ:ખ વારંવાર તે રડતા. તેમણે પોતે જ આવા એક સમયે કહેલું વાક્ય our sweetest songs are those that tell of saddest thoughts, મને તેમના સંબંધમાં યથાર્થ લાગ્યું.

લતા હવે ત્રણ વર્ષની થઇ હતી અને તે મારી સાથે બાલ-મંદિરમાં આવતી હતી. નટુભાઈ તેની સાથે ખૂબ હળતાભળતા. અન્ય બાળકોમાંથી ય તે લતાને દરેક બાબતમાં પસંદગી આપતા. લતા ગમે તે ખૂણે રમતી હોય તો ત્યાં જઇ તેની સાથે રમતા લતા કહેતી તે વખતે કે સંગીત વખતે લતાને તે ખોળામાં જ બેસાડતા. રમત વખતે તે લતાને ખભે બેસાડી દોડતા. લતા પોતાની કાલી કાલી ભાષામાં નટુભાઈને જ્યારે લટુભાઇ કહેતી ત્યારે મને હસવું આવતું. નટુભાઇ પણ મને હસતી જોઈ હસતા ને કહેતા: હા બહેન અમે લટુભાઇ જ છીએ.

લતાને તે પોતાની સાથે રોજ ઘેર લઈ જતા. મારે પણ એ રીતે રોજ જવું પડતું અને કોઈ દિવસ ચોકલેટ તો કોઇ દિવસ ખાવાનું કે રમકડું એમ લતાને ભેટ સોગાદ મળી જતી. હું લતાને કોઈકવાર આવું લેવાની ના પાડતી કે આવી ખોટી ટેવ ન પાડવા નટુભાઈને કહેતી ત્યારે તે તુરત જ કહેતા: ‘કેમ હું કાંઈ પરાયો માણસ છું? લતા મારી છોકરી જેવી છે.’ હું કાંઈ ન બોલતી.

નટુભાઇને ત્યાં હવે હું વારંવાર ચા બનાવતી. તે લતાને રમાડતા એટલે ચાનું કામ અનિવાર્ય મારે માથે આવતું. હું પોતે જ એ કામ કરવાનું માથે લઇ લેતી.

એક દિવસ હું બાલમંદિરે આવી ત્યારે ખબર પડી કે નટુભાઇની તબિયત સારી નહોતી. હું બાલમંદિરમાંથી વહેલી નીકળી તેમને ત્યાં ગઈ. તે ખાટલા ઊપર સૂતા હતા. મને જોઇને તેમને આનંદ થયો હોય તેમ તેમણે કહ્યું: મને હતું જ કે તમે આવશો. લતાને તેમની પાસે બેસાડી મેં તેમને માટે સાબુચોખાની કાંજી તૈયાર કરી તેમને પાઈ. એ દિવસે તેમના ખાટલા ઊપર હું બેઠી. તેમના ગરમ હાથનો સ્પર્શ મને એ દિવસે થયો.

બીજે દિવસે તો તાવ સખ્ત હતો એટલે બાલમંદિરમાં ન જતાં હું તેમને ત્યાં જ ગઇ. લતાને મારી સાથે લઇ નહોતી ગઈ. તેમના માથા ઊપર બરફનાં પોતાં મૂકવાનાં હતાં. એ મૂકવા માટે મારે તેમની અડોઅડ બેસવું પડયું. તેમણે મારો એક હાથ હાથમાં લીધો. મેં પહેલાં તો હાથ ખેંચી લેવા પ્રયત્ન કર્યો પરન્તુ માંદા માણસને એટલું ગમતું હોય તો એમ કરવા દેવાનો મને વાંધો નહોતો. મેં પ્રતિકાર ન કર્યો.

ત્રીજે દિવસે તેમને તાવ બિલકુલ નહોતો. પણ આગલા દિવસના તાવનો શ્રમ ખૂબજ હતો. તેમનું મોં ફિકકું પડી ગયું હતું. હંમેશ મુજબ હું તેમની સામે ખુરશી ઉપર બેઠી હતી. તેમણે મારા હાથની માંગણી કરી. મારું પ્રથમ સંવેદન તો એક તમાચો લગાવી દેવાનું હતું. મને તેમની ધૃષ્ટતા ઊપર રોષ આવ્યો. હું મારી જગ્યાએથી ઊભી થઈ. મેં મારો રોષ ન બતાવ્યો. પણ એટલું તો કહ્યું જ કે મને આવી વાત કરવી ગમતી નથી, હું તો તમારી નાની બહેન જેવી છું. મારી આ વાતથી તેમનું મોં ખૂબ લેવાઈ ગયું. અને આંખમાંથીં આંસુ ટપકયાં. મને થયું કે હું કાંઈ ન બોલી હોત તો સારું થાત.

મારી વાતથી તેમને ખૂબ ધકકો લાગ્યો હોય તેમ તે ફરીથી

તાવમાં પટકાયા. મને મૂંઝવણ થઈ. મારે કારણે કોઈ દુઃખી થાય તે મને ગમતું નહોતું. તેમનો તાવ ઘટવાને બદલે વધવા માંડ્યો. મને ચિંતા થવા લાગી. તે મારા તરફ આજીજી કરતી, કરુણાભરી દૃષ્ટિએ જોતા અને હું આકુળવ્યાકુળ થઈ જતી. આ માંદગીમાં તેમણે બે વાર કહ્યું. "તું મને ન મળવાની હોય તો મારે જીવીનેય શું કરવું છે? દુનિયામાં આટલાં વર્ષો તો એમને એમ ગાળ્યાં છે. હવે નથી ગાળવાં." તેમનું અંતર વલોવાઈ જતું હતું.

આખરે મેં હા પાડી. મને તેમની સાથે ફાવે એવું નહોતું એમ તો કેમ કહી શકું? મને વાંધો હોય તો એક લતાને કારણે જ હતો. પરન્તુ લતા ઉપર તેમનો ભાવ હતો. લતાને તો તેમની સાથે ખૂબજ બનતું હતું તે મેં જોયું હતું. મને થયું કે લતાના વિકાસ માટે અહીં આવવું ખોટું નહોતું. ઘેર કદાચ એવી સર્વ અનુકૂળતાઓ નએ મળે. અત્યારની અનુકૂળતાઓ ક્યાં સુધી રહેશે, તે પણ સવાલ હતો.

મેં હા પાડી અને તેમનો તાવ ઉતરી ગયો. મહિના પછી અમે લગ્ન કર્યાં, ઘેર ખબર આપ્યા વગર જ, એટલે થોડો ઉહાપોહ થયો. લતાને લઈને મેં નવું ઘર માંડ્યું.

ત્રણ વર્ષ અમારો સંસાર ખૂબ સરસ ચાલ્યો. મને થયું કે મેં જે પગલું ભર્યું હતું તે ખોટું નહોતું. મારા પતિનો ભાવ અમારા બન્ને ઉપર ખૂબજ હતો. અમે રોજ સાંજે સાથે ફરવા જતા. રજાઓમાં બહારગામ જતા. અમારો સંસાર કોઈનેય પણ ઇર્ષારૂપ હતો.

ત્રણ વર્ષને અંતરે હું એક બાળકની માતા બની. મારે મન

તો એ આનંદ હતો જ. લતા પણ તેને જોઈને ગાંડી થઈ ગઈ. પણ તેના પિતાને સૌથી વધારે આનંદ થયો. તેમને મન તો જાણે સ્વર્ગ નીચે ઊતર્યું હોય તેમ તે નાચવા લાગ્યા.

અમારા જીવનમાં આ બાળકના આગમન પછી મારા પતિમાં ફેરફાર થયેલો મને જણાયો. એ ફેરફાર તે લતા તરફના તેમના વર્તનમાં હતો. લતા સાથે બોલવાનું તેમણે હવે ઓછું કર્યું હતું. પહેલાં તો લતાને પોતાની પડખેજ સુવાડતા. પણ હવે મોટી થઈ છે એમ કહી જુદી સુવાડવા માંડી. લતા તેમની સાથે પહેલાની માફક તોફાન કરતી તો તે ધીરે રહીને વઢતા. પહેલાં તો બજારમાં ગયા હોય તો લતા માટે પીપરમીટ કે ચોકલેટ લાવ્યા વગર રહેતા જ નહિ. પરન્તુ હવે તો એ ભૂલી જઈ શકતા હતા. તેમના વર્તનમાં આ ફેરફાર ધીરે ધીરે થતો હતો. શરૂઆતમાં તો આ મારા ધ્યાન ઊપર આવ્યું નહિ. મને એમ થયું કે લતા હવે મોટી થઈ. તેને બહુ લાડ નથી લડાવતા તે ઠીકજ થાય છે.

બીજી બાજુ અમારા આનંદેશ, એ નામ તેમણે જ રાખ્યું હતું. તરફ તેમનો ભાવ અધીકો બન્યો હતો. પહેલાં લતાને જે સ્નેહથી રમાડતા તેજ સ્નેહ હવે આનંદેશ ઊપર વરસવા લાગ્યો. હું લતા તરફ જો વધારે ભાવ બતાવું તો તે પણ તેમને ગમતું નહોતું, એ હું ધીરે ધીરે જોઈ શકી.

પછીથી તો લતા તરફ તેમનો ભાવ સાવ ઊતરી ગયો હોય તેમ મને લાગવા માંડયું. લતા ઊપર પહેલાં તે કદી ચીડાતા નહતા. હવે તો એ વાતવાતમાં તેને વઢતા. લતા પાસે બેસવા આવતી તો ઊઠીને ચાલ્યા જતા. તેમાં એક દિવસ તો હદ થઈ ગઈ, અને લતાને કારણે અમારી વચ્ચે તકરાર પણ થઈ. લતા હવે પ્રાથમિક શાળામાં જતી હતી. ત્યાંથી કોઈ બહેનપણી સાથે તેને ઘેર ગઈ હશે

ને આવતાં મોડું થયું. અમારો ફરવા જવાનો સમય થઇ ગયો હતો. પહેલાં લતાને મૂકયા વગર અમે કોઇ દિવસ ફરવા જતા નહિ.

"લતા ન આવી તો કાંઇ નહિ. ચાલો આપણે જઈએ. લતા આવશે તો ઘેર રહેશે."

મેં તો લતા વગર જવાની ના પાડી. એટલે એ ચીડાયા. "હવે તો એ મોટી થઈ. એક દિવસ તેના વગર ફરવા ન જઇ શકાય?"

પરન્તુ હું મક્કમ હતી. એ રાત્રે તો લતાને વધારે પડતું વહાલ્યા. ત્યાર પછી તો આવા અનેક પ્રસંગો બની ગયા. લતા ઉપરનું તેમનું વહાલ ઉતરી ગયું. આનંદેશ ઉપર વધ્યું.

લતા ઉપર આની ઘણી અસર થઇ. તેને વાત્સલ્યનો અભાવ જરૂર સાલતો હતો. તેનો આનંદ કરમાઈ ગયો હતો. તે અંદરથી હિજરાતી હતી. પિતાને ચીડાતા જોઈ તે હવે શાંત રહેતી. તેણે પહેલાંની માફક જીદ કરવી છોડી દીધી.

મને થયું કે આ બધું અજાણતા થાય છે તો તે અટકાવવું જોઈએ. એક દિવસ મેં તેમને આ વાત કરી. પહેલાં તો એ વાત તેમણે મજાકમાં ઉડાવી. 'અમે અપરમા જેવું વર્તન ન રાખીએ. મારે તો આનંદેશ અને લતા બન્ને સરખાં.' મેં તેમના લતા તરફના અપરમા જેવા વર્તનના પ્રસંગો વર્ણવ્યા તો તેમણે બચાવ કર્યો. 'તને એવું ખોટું ખોટું લાગે છે. લતા હવે બાળક નથી રહી. પહેલાંના જેવું વર્તન તેની સાથે કેમ કરી રખાય? એથી તો તેનો વિકાસ રૂંધાય.'

તેમની આવી દલીલ સામે આપવા મારી પાસે જવાબ નહોતો.

પણ મેં તેમને વારંવાર લતા સાથેનું વર્તન સુધારવા, એ નબાપી છોકરીને પિતાનું હેત આપવા, તથા તેના વિકાસમાં મદદરૂપ થવા વિનંતિ કરી જોઈ. હું આવું વારંવાર કહેતી ત્યારે તે આખરે ચીડાતા.

લતા તરફ તેમનો ભાવ જેમ જેમ ઘટતો ગયો તેમ તેમ મારો વધતો ગયો. હું તેની સાથે ખૂબ બોલતી. તેને લીધા વગર કોઈપણ સ્થળે જતી નહિ. ઘરમાં જે કાંઇ વસ્તુ આવે તેમાં તેનો હિસ્સો અવશ્ય રહેતો. તેને માટે સદાય સારો નાસ્તો તૈયાર કરતી. આનંદેશ રડતો હોય તોય લતાનું જે કામ હોય, તેનું માથું ઓળવાનું હોય કે તેને કપડાં કાઢી આપવાનાં હોય, તો હું અવશ્ય કરતી. આનંદેશને રડતો જોઈ મારા પતિ મારા ઉપર રોષ કરતા. "હવે આનંદેશ કરતાં લતા વધારે છે? પહેલાં નાનાં છોકરાંને તો શાંત રાખ. લતા એટલું કામ પોતાને હાથે નહિ કરી શકે!" તેમના આ રોષને અવગણીને પણ હું લતાનું કામ કરવા તત્પર થતી. હું કશુંય બોલ્યા વગર મારું ધાર્યું જ કરતી.

અમારો ત્રણ વર્ષનો સુખી સંસાર આમ ખારો, બસુરો બનવા લાગ્યો. તકરારના પ્રસંગો વધવા લાગ્યા. તે હવે આનંદેશ એકલા માટે કામ કરતા. મારું વધારે ધ્યાન લતા ઉપર રહેતું પણ આમાં અમારું બન્નેનું જીવન વેડફાઇ જવા માંડયું.

તેમાં છેલ્લા એક બનાવે તો હદ થઈ ગઈ. તે સાવ નિષ્ઠુર થઈ શકે છે, તેમ તો મેં કદી કલ્પ્યું નહોતું, પણ તેની પ્રતીતિ તેમણે મને કરાવી દીધી. લતાને રાત્રે તાવ આવ્યો હતો. બજારમાંથી બરફ લાવવાનો હતો, મેં તેમને બરફ લેવા જવાનું કહ્યું. પણ 'મારું માથું દુઃખે છે. એટલો બધો તાવ છે પણ નહિ; એગ્યુમિક્ષ્ચર પાઈ, સુવડાવી દે. સવારે ઉતરી જશે.' એમ કહી જવાની ના પાડી.

મેં ફરીથી કહ્યું તોપણ એ નાની હા થઇ જ નહિ. આખરે હું જવા માટે ઊભી થઈ અને કહ્યું "તમે તેની પાસે બેસો, હું બરફ લઇને આવું છું." તેમણે માત્ર 'સારું' કહ્યું પણ જવાની વાત તો કરીજ નહિ.

હું બરફ લઇને આવી ત્યારે તે ઊંઘી ગયા હતા. અને લતા તાવમાં સબડતી હતી, લવારો કરતી હતી. તેમને તેની પાસે બેસવા જેટલી પણ નવરાશ નહોતી. મને તેમને ઊઠાડવાની ઇચ્છા થઇ આવી પણ પછીથી એ વિચાર માંડી વાળ્યો. લાગણી-હીન પત્થરમાંથીય પાણી તો ઝરે છે, પણ આ!

લતાને ચાર દિવસ તાવ રહ્યો પણ તેમણે તેની બહુ ઓછી સંભાળ રાખી છે. તે દિવસમાં ઘડી બે ઘડી બેસી ચાલ્યા જતા. લતાનું તમામ કામકાજ હું જ કરી લેતી. એ વિશે હું તેમને વાત સુધ્ધાં નહોતી કરતી.

લતા સારી થાય એટલે મેં આ ઘર છોડવાનું નક્કી કર્યું છે. આ ઘરમાં હવે વધારે વાર રહેવાય તેમ નથી. બીજે ગમે ત્યાં જઇશ. પણ અહીં વધારેવાર રહેવામાં લતાના જીવનનો સંપૂર્ણ હ્રાસ થવાનો મને ભય છે. ભય છે એટલુંજ નહિ, પણ એ હ્રાસ થતો હું મારી સગી આંખે નિહાળી રહી છું. એક માતા તરીકે મારી ફરજ છે, કે આ પિતાવિહોણી પુત્રીનો સંપૂર્ણ વિકાસ સાધવો.

મારા પતિનો ભાવ મારા તરફ નથી એમ તો હું કેમ કહું? મારા તરફ તેમનો અનન્ય ભાવ છે. આજે ય તે મને લીધા વગર ફરવા જતા નથી, કોઇને ત્યાં જતા નથી. મારી સાથે ઘણી સારી વાત કરે છે. લતાને કારણે હું દુઃખી થાઉં છું, એ જાણે છે અને મને શીખ આપે છે. લતા તરફ તે નિષ્ઠુર છે, એ વાત તો

તે હરગીજ સ્વીકારતા નથી. ઊલટું મને તે લતાના પક્ષપાતમાં હું તેમને તથા આનંદેશને ઓછું આવવા દઊં છું, તેમ કહી ઠપકો આપે છે.

મારા જવાથી એમને ખૂબ દુઃખ થશે તે હું જાણું છું. પણ તેમને સુખી રાખવા લતાનો ભોગ આપવા હું નથી માગતી. લતાને મધ્યમાં રાખીને તો મેં મારા પુનર્જીવનના મંડાણ કર્યાં હતા. એ મધ્યબિંદુજ તૂટી જવાનું હોય તો તેના ઊપર આધાર રાખતી જીવન-ઈમારત પણ કેવી રીતે રહી શકે !

આનંદેશને સાથે લઈ જવો કે નહિ તે હું નક્કી કરી શકી નથી. મને તેના ઉપર ખૂબ વહાલ છે. તેના પિતાને પણ તે એટલોજ વહાલો છે. હું તેને લઇ જાઉં તો તેનો આઘાત તેમને સખ્ત લાગે તેમ છે. કદાચ મારા વગર તે ચલાવી શકે પણ આનંદેશ વગર તો તેમને માટે જીવન અસહ્યજ બની જાય. બીજી બાજુ માતૃસ્નેહ અને હુંફ વગર આનંદેશનો જીવનવિકાસ અપૂર્ણ રહી જાય અને અને એમ થાય તો તેને માટે હુંજ જવાબદાર લેખાઊં, તેમ પણ મને લાગે છે. આનંદેશનો વિચાર મારા મગજમાં ખૂબ ઘુંટાયા કરે છે.

•

એ ન હોત તો કેવું સારૂં થાત ? એમ મને લાગે છે. પણ એ નહોત તો આવો પ્રસંગજ ન આવ્યો હોત ને !

મારે શું કરવું તે માટે આપની સલાહ માગું છું.

લિ. મંગળાના ધ્રટિત

# મૂર્તિકાર

માનવી એ અત્યાર સુધીમાં કરેલી સર્વ શોધોમાં સૌથી વધારે બુદ્ધિયુક્ત છતાંય સૌથી ઓછા ધ્યાનમાં આવેલી શોધ તે દુનિયાના સર્વ પ્રદેશોનાં નામ પાડવાની. દુનિયાની ફોઈબા થવામાં તેને સારી સફળતા મળી છે. જગ્યાઓનાં આ નામોમાં કેટલીકવાર કુમાશ અને માધુર્ય હોય છે અને જે જગ્યાઓને તેનાથી નવાજવામાં આવેલી હોય છે, તેને યોગ્ય અને બંધ બેસતા હોય છે.

જનક સાથેનો મારો પરિચય જગતના આવા કોઈક ખૂણે થયો. ચિનમાંથી બ્રહ્મદેશમાં જે જગ્યાએથી પોઠો ભરી વણઝાર આવે છે તે જગ્યાએ, ઈરાવદીને કિનારે અમે મળ્યા.

ઇરાવદી, માન્ડલે,—સૂર્યપ્રકાશિત પ્રદેશની રમતી કવિતા જેમાં, સૂતેલાં સ્મરણો જગવે તેવી સુન્દરતા ભરેલાં આ નામો!

મને યાદ આવે છે—રજમલિન વૃક્ષોની ઘટામાંથી ઉતરતા રસ્તા ઉપરના ભૂરા ઝાંખા પડછાયા અને હવાના પ્રત્યેક પરમાણુમાંથી ચળાઈને આવતા પેગોડાના ઘંટારવ સાથે મિશ્રિત થઈને આવતા સંવાદી, સ્થિર ધાતુના ઘર્ષણના અવાજ, સરિતાની ભંગી સાથે વળાંક લેતો રસ્તો મનોહર હૃદયાકર્ષક લાગે છે.

રસ્તાની એક બાજુએ એક શિલ્પીની દુકાન હતી; અને ત્યાંના દૃશ્યે મારું ધ્યાન ખેંચ્યું. બુદ્ધની મૂર્તિઓની હાર ગોઠવાયેલી હતી. પ્રાચીન કાળના આ સંતને પત્થરમાંથી નવા નવા આકારો ત્યાં અપાતા હતા.

આ નમ્ર માનવીની અનેક મૂર્તિઓ ઉપર ટાંકણુ ગમેતેમ

ફરતું. અહીંયાં તેની ઊંચાઈ માત્ર બે ત્રણ ઈંચની હતી, તો ત્યાં ઊંચી અને ભવ્ય એવી મૂર્તિમાં તેની સાચી મહત્તા ઊતરી હતી. અને જાણે વિશાળ ભૂરા વ્યોમની, ગહન સરિત વહેણુની અને અનંત ગિરિમાળની સૂક્ષ્મ સમીક્ષા તેણે જોવી શરુ કરી હતી.

દુકાનના મજૂરો પત્થરમાંથી બુદ્ધ સર્જાવતા અને આ બુદ્ધો ઉન્હાળાની પ્રખર ગરમીમાં, તારાજડિત ગગન નીચે શાંત, સ્થિતપ્રજ્ઞ અને ધ્યાનસ્થ થઈને બેસતા.

પ્રાચીન ધર્મ હજીય જીવંત બળ તરીકે વિસ્તરી રહ્યો છે તેથી હું મુગ્ધ થતો. પરન્તુ ત્યાંના એક દશ્યે મારામાં વિસ્મયતાનાં આંદોલનો પ્રગટાવ્યાં. આ મજૂરોમાં એક ગુજરાતી હતો.

મેં આંખો ચોળી, મારી આંખોનું તેજ ઘટયું તો નહતું એ વિશે પરીક્ષા કરી જોઈ. કારણ કે આવા દૂરના પ્રદેશમાં વેપારી તરીકે નહિ, અમલદાર તરીકે નહિ પરન્તુ મજૂર તરીકે એક ગુજરાતી જણાય એ મારે માટે નવાઈભર્યું હતું. મનની અગોચર ગલીઓમાં ફરતા વહેમનાં શંકાનાં જાળાંઓ મજબુત થયાં.

દૂરના પ્રદેશમાં ગુજરાતી મજૂર તરીકે જઈ શકે જ નહિ. એ માની જ શકાય નહિ.

એ માણસ પોતાની જગ્યા છોડી આગળ વધ્યો. તેણે ગુજરાતને જાણે પાછળ મૂકી દીધું હતું, ગુજરાતી સાથે કશો સંબંધ નહતો.

અલબત્ત આ દુનિયામાં ગમે ત્યાં જવા માનવ સ્વતંત્ર છે એટલે તેણે આ કામ પસંદ કર્યું તે વિશે મને શા માટે વાંધો હોવો જોઈએ? પરન્તુ તેને આમ પ્રાણીઓના સંગ્રહસ્થાનની એક અજાયબી માફક જોઈ રહેવાનો મને કશો અધિકાર નહતો. હું શું કરતો

હતો તેની જાણુ થતાં જ તેણે પોતાના કામ ઉપરથી દૃષ્ટિ લઈ મારા ઉપર ઠેરવી.

હું શરમાઈ ગયો.

તેની કમ્મરે લુંગી વીંટાળેલી હતી. લુંગી છેક પગ સુધી પહોંચતી હતી અને એ જ માત્ર તેની વેશભૂષા હતી. તેનું વય પાંત્રીસેકની આસપાસનું લાગતું હતું. તેનો બાંધો મજબુત હતો. તેની આંખોની સ્થિરતા અને ભમ્મરની સૌમ્યતા નવાઈ પમાડે તેવાં હતાં. બુદ્ધોની શાંતિ તેનામાં ઊંડી ઊતરી ગઈ હોય તેમ લાગતું હતું.

તે સ્વસ્થ હતો—યોગીની જેમ.

હાથમાં ધૂળ આચ્છાદિત સાધનો સાથે ઊભેલી તેની આકૃતિમાં પ્રતિભા હતી, સુરેખતા હતી. તેની રીતમાં જરાય ગભરાટ નહોતો, અસ્થિરતા નહોતી.

હું જરાક ખમચાયો પરન્તુ મારો રસ વધારે જાગૃત થયો હતો. તે બીજા બધાથી દૂર ઊભો રહી કામ કરતો હતો એટલે વાત કરવા માટે એકાંત હતું. હું તેના તરફ ગયો. મેં સ્વસ્થ જણાવા પ્રયાસ કરવા માંડયો.

"કેમ છો?" મેં શરૂઆત કરી. તેના વિશાળ ચક્ષુના તેજે હું જરાક વિહ્વળ બન્યો હતો. તેણે મારા પ્રશ્નનો ઉત્તર મૃદુ અવાજે આપ્યો "સારું છે." તેના મુખ ઉપર એક કોમળ સ્મિત ફરકયું.

"હું અહીંયાં બેસી તમારું કામ જોઉં? આ જગ્યાનું આકર્ષણ અજબ છે."

તેણે મને પાસેની એક બેસણી ઉપર બેસવા હાથના ઇસારાથી સૂચવ્યું.

"તમે શંકરલાલને ત્યાં ઊતર્યા છો કે શું ?"

મેં હા પાડી. શંકરલાલ ત્યાં જકાતી ખાતાના વડા હતા. હું આવ્યો ત્યારે એ કામને અંગે જીલ્લામાં ગયા હતા. મારે તેમની સાથે સંબંધ હોવાથી હું તેમને ત્યાં ઊતર્યો હતો.

"શંકરલાલ કદાચ ચીડાશે" ભવિષ્ય ભાખતો હોય તેમ તે બોલ્યો.

"મારી સાથે ? શા માટે ?"

"અહીંયાં આવવા માટે. હું તમારા બાપાના કુંડાળાની બહારનો છું. એમને તમારો આ જાતનો સહવાસ નહિ ગમે."

"જોઇશું," શંકરલાલને શાથી ન ગમે તે હું સમજી ગયો. તેમની અમલદારી સાથે છૂટ લેવી અઘરી હતી. શંકરલાલ તેજી માણસ છે.

"તમે અમલદારને ત્યાં ઊતર્યા છો. હું મજૂર છું. મારે ત્યાં આવી રીતે ન આવી શકાય" તેના અવાજમાં કટાક્ષ હતો છતાંય વર્ગભેદથી તપ્ત એવી ભૂમિ ઉપર થઈ શીતળ વાયુ જેવો કર્ણને રુચિકર લાગતો હતો.

"હું તો મુસાફર છું." મારી પાસે તેને જવાબ આપવા માટે કશું હતું નહિ.

"હા, એ વાત સાચી. તમને એ બધો માન મોભો નયે ગમતો હોય, પરંતુ દુનિયામાં કેટલીય વસ્તુઓ એવી હોય છે. જે કહી જ ન શકાય. શંકરલાલ...શંકરલાલ હવે વાત છોડો."

"ના ના શંકરલાલ છે તો મહાન માણસ" તેના અવાજમાં જરાક આનંદ હતો. "તમારાં બન્નેનાં મન ઊંચા થાય એવું કાંઈ નથી. એ તો અમલદાર રહ્યા એટલે જરાક પ્રતિષ્ઠા જાળવવી પડે.

અમારે માટે તો એક બીજાનું અસ્તિત્વ ભૂલાઈ ગયું છે. તમે આ દેશમાં નવા આવો છો એટલે ચેતવું છું."

તે હસ્યો અને પોતાનું કામ જારી રાખ્યું. એક ગુજરાતીને આવી સુંદર મૂર્તિઓ ઘડતો જોઇ મને આનંદ થયો. મગજમાં અનેક પ્રશ્નો ઉદ્ભવ્યા. પરન્તુ એમ આક્રમણથી તે ડગે તેવો નહોતો. તેના હૃદયના કિલ્લાને તો ધીમે ધીમે તોડવાનો હતો.

તે મારી પરીક્ષા લેતો હોય એમ લાગ્યું. તેની સાથે વાતો કરવાનું પણ મુશ્કેલ હતું, નુકશાનકારક હતું. કદાચ તેને હું ખુશ ન કરી શકું તો તે મને શંકરલાલના જગતમાં જરૂર ધકેલી દે. હું એવી રીતે ધકેલાઈ જવા નહોતો માગતો.

કોઈક અશાંત તોફાની દેશનો સેતાન મારા મગજને સતાવતો હતો. મેં આ દુકાનનું અહોનિશ રક્ષણ કરતી મૂર્તિઓ પાસે શાંતિની સ્વસ્થતાની, ધીરજની મદદ માગી.

મારી યાચના ફળી. ત્યાં શાંત બેસી રહેવાનું મુશ્કેલ નહોતું. ટાંકણાઓના ટક ટક સંવાદી અવાજ થતા હતા. થોડીથોડી વારે નીચા, ગોળ મોંવાળા બર્મીઓ તેમની ભાષાના જાદુઇ અવાજો કરતા હતા. ઝાડના પાંદડાઓના જીવજંતુઓના મર્મર ધ્વનિમાં પેગોડાના ઘંટારવ ભળી જતાં નવો સૂર સર્જાતો હતો. સોનેરી કોરવાળી રેશમી સાડી જેવી ઈરાવદી ધીમે ધીમે ગંભીર થઇને વહેતી હતી. ઘડીકમાં કોઈ લાકડાનો કકડો તેના ઉછંગમાં રમતો રમતો ચાલ્યો ગયો ને થોડીકવારમાં તેના પીળા નીરને ચીરતી આકાશને ધુમાડાથી ભરી દેતી સ્ટીમર આવી પહોંચી.

બર્મીસ લોકો સ્ટીમર જોવા વળ્યા. પેલો ગુજરાતી તો પોતાના કામમાં જ મગ્ન હતો.

સરિતાની પેલે પાર ભૂરા વ્યોમને લીલા પાલવથી ઢાંકી દેતી ટેકરીઓની હારમાળા હતી. ત્યાં શ્વેત પક્ષીઓ ઘૂમરી લેતા ઊડતા હતા. ઘટાદાર વૃક્ષો વચ્ચે થઈને પડતો પ્રકાશ છાયા સાથે ખેલતો હતો.

શાંતિથી બેસી રહેવામાં કશી મુશ્કેલી નહોતી.

થોડીકવારમાં તો એ મૂર્તિકાર મારા તરફ વળ્યો "અમે બુદ્ધને સર્જાવી દીધા."

"તમે બૌદ્ધ ધર્મમાં માનો છો ?"

"હા, જોકે તમે મને હિંદુ માનો તો પણ તેમાં કાંઈ ખોટું નથી. બધા ધર્મો તો સરખાજ છે."

મેં માથું ધૂણાવ્યું. "મને લાગે છે કે બ્રહ્મદેશમાં હવે તો ઘણા બુદ્ધો થઈ ગયા હશે! અભિપ્રાયની દ્રષ્ટિએ નથી કહેતો; માત્ર મજાકજ કરૂં છું."

"એવું તો કોઇ દિવસ બનેજ નહિ. પેગોડાને પુનઃ બાંધવામાં પૂણ્ય નથી મનાતું. એટલે ભાવિક નવુંજ બાંધે. સરસ કાયદો છે નહિ?"

મારી તેના ઉપર સારી અસર પડી હતી. અમે રસ્તા ઉપર સારી રીતે આગળ જતા હતા.

"આ એક પૈસાદાર માણુસ માટે તૈયાર કરવાની મૂર્તિ છે." થોડી વખત પછી તે બોલ્યો.

"બુદ્ધની કિંમતમાં પણ ફેરફાર હોય છે?"

"કુદરતી છે. બુદ્ધ પણ આ દુનિયામાં તો અહીંના માણુસ જેવાજ છે. અલબત્ત તે તો સહુ માટે સરખા જ છે. બધાય તરફ તે એકજ દ્રષ્ટિથી જુવે છે. કપડાં ફેશનેબલ હોય કે ફાટેલાં માણુસ તે માણુસ જ રહે છે."

"અને સ્ત્રી તે સ્ત્રી રહે છે." મેં સમયસર વાતનું સૂચન કર્યું.

તેણે મારા તરફ વેદક દ્રષ્ટિથી જોયું. હું સાવધ થયો. મારી માન્યતાને ટેકો મળ્યો હતો. કદાચ મારાથી ઉતાવળ થઈ જાય ને સંધાતો જતો અંકોડો તૂટી ન જાય તે માટે મારે સંભાળવાની, બેદરકારી બતાવવાની જરૂર હતી. મેં જરા પણ વિસ્મયનો ભાવ જણાવ્યા વગર કહ્યું: "હા સ્ત્રી પણ સ્ત્રીજ રહે છે". કદાચ વધારે પડતી બેદરકારી તો નહિ બતાવાઈ ગઈ હોય!

"તમારો આહક ખુશ થશે" મેં વાત ફેરવી. "સુંદર મૂર્તિ બનાવી છે."

"મેં તો માત્ર અનુકરણજ કર્યું છે. એ તો પ્રાર્થના કરવા જેટલું સહેલું છે."

"એ તો સમજી શકાય તેવું છે". મેં તેને કામ કરતાં ફાવે છે કે નહિ તે વિશે પૂછ્યું.

"હું કાંઈ અહીંનો માલિક નથી. હું તો માત્ર મજૂર જ છું આ કાંઈ ગુજરાત છે!"

તે પાછો પોતાને કામે વળગ્યો. મારી જિજ્ઞાસુવૃતિ વધારે પડતી સતેજ બની ગઈ હતી. મેં શાંત સરિતા તરફ જોયું. એ દિવસ માટે પૂરતું કહેવાઈ ચૂક્યું હતું. હજી તો ભાવિના ગર્ભમાંથી ઘણો સમય વહેવાનો હતો. ઉતાવળ કરવાની કશી જરૂર ન હોતી.

સૂરજ આથમે એ પહેલાં મારે ઘેર પાછા જવું જોઈએ, એમ કહી મેં રજા લીધી.

"આવજો, ફરીથી શંકરલાલનો તાપ સહન થઈ શકે તો" તે વિદાય આપતાં બોલ્યો "મારું નામ જનક; અલબત્ત જનક વિદેહીનો વંશજ છું કે નહિ તેની મને ખબર નથી."

તેના મુખ ઉપર હાસ્ય ફરક્યું. તેની આંખોમાં લાગણીઓ ચમકતી હતી.

બીજે દિવસે તો મને એમજ લાગવા માંડયું કે રસ્તાની બાજુએ એવું કારખાનું પણ નહિ હોય અને જનક તો માત્ર મગજનો તરંગ હતો. હું આગલાદિવસની જગ્યાએ ગયો. કારખાનું પણ હતું અને જનક પણ હતો. કશાય ફેરફાર વગર એ બન્ને ત્યાં હતાં. જનકે મને આવકાર આપ્યો. અમારી વચ્ચે મૈત્રીની ગાંઠ બંધાઈ હતી. તેણે વધારે છૂટથી વાતો કરવા માંડી. તેનો અવાજ વધુ નિખાલસ બન્યો હતો.

કોઇપણ જાતનું તોફાન નહિ, કોઇપણ જાતની ગૂંચવણ નહિ, કોઈપણ જાતની અસરથી અલિપ્ત રહે, એવો એ માણસ હતો.

શરૂઆતના સંબંધના સંસ્કાર વધુ દૃઢ હોય છે. પહેલા દિવસની વાતનો પ્રત્યેક શબ્દ મને યાદ રહી ગયો છે. બીજા દિવસની વાતના થોડાંક વાક્યો જ આજે સ્મરણપટે છે.

પ્રકાશ–છાયા હાથમાં હાથ મિલાવી દોડે છે. પ્રમાદી સરિતાનો પ્રવાહ ધીમો ધીમો છે. ટાંકણાઓ ટક ટક કરે છે. પત્થરમાંથી કણીઓ ટપટપ ખરે છે. પર્ણોમાંનાં નાના ગાયકો તીણા કંઠે પ્રેમગાન કરે છે. જનક કામ કરે છે, ઘડીભર થંભે છે. વાત કરે છે, વળી સ્વપ્નસ્થ થઈ ગયો હોય તેમ શાંત નજરે જોયા કરે છે. કારખાનામાંથી ચળાઈને આવતું તેજનું કુંડાળું ના ઉપર રમે છે. કોઈ સુવર્ણ પિંજરમાં પક્ષી પૂરાયું હોય તેવો ભાસ થાય–પરન્તુ બંદીને કેદખાનાની શાંતિનો આનંદ છે.

એ સવારે કે બીજે દિવસે તેણે મને પોતાને વિશે કાંઇક કહ્યું.

તેને પહેલેથી જ શિલ્પનો શોખ હતો. માટીમાંથી જાતજાતના

આકાર તે સર્જાવતો. તેણે સરકારી ખાતામાં નોકરી લીધી ને તેમાંથી કમી થવાનો પ્રસંગ આવ્યો ત્યારે તેણે અચાનક બ્રહ્મદેશ આવવાનું નક્કી કર્યું. "સ્વતંત્ર વાતાવરણમાં વિહરવા દૂર દૂર કોઇ અજાણી ભોમમાં"

ત્યારથી તે પાછો ગયો નહોતો ને પાછા જવાનો તેનો વિચાર પણ નહોતો.

"શિલ્પીના જીવનનો તમને વિચાર આવે છે ખરો ?"

"ના" મેં ટૂંકામાં ઉત્તર આપ્યો.

"આ સરિતાકિનારે હું ન આવ્યો હોત તો કદાચ કોઈને કોઈક નોકરીમાં સડયા કરતો હોત. આપણે કાંઈ વિશ્વકર્મા જેવા કાબેલ નથી કે ખૂબ કીર્તિ મેળવી શકત, પરન્તુ ખાવા જેટલું તો જરૂર મેળવી શકત. પરન્તુ એટલું પૂરતું નહોતું. નોકરીમાંથી છૂટા થયા પછી તો નહિ જ"

અને પુનઃ "મને જોઈને આ લોકો શરૂઆતમાં ગભરાઈ ગયા. પરન્તુ હું કયાં તેમને લૂંટવા આવ્યો હતો? મારે તો માત્ર શાંતિ જોઇતી હતી."

• તેણે હાથ પહોળા કરી ઈશારો કરી પોતાની ઇચ્છા બર આવી હતી કે નહિ તે પૂછ્યું. મેં હા પાડી. તેની માનસ વિકૃતિને ઉત્તેજન આપવું શરમજનક હતું. પરન્તુ બધી વખતે બુદ્ધિ અને તર્ક ઓછાં કામમાં આવે છે !

તેણે આગળ ચલાવ્યું. "સરિતા સાથે કોઈપણ માણસ પ્રેમમાં પડે તો એ ભયંકર ગણાય નહિ ! માણસ સાગરને ચાહી શકે પરન્તુ તે સાથે તેને તિરસ્કારે પણ છે ને આખરે તેને છોડી નાશી જાય છે. ને અશાંત દિવસો ગુજારે છે. માણસ ગિરિમંડળોને ચાહી શકે; ખેતરોને, ઝરણાઓને વૃક્ષોને ચાહી શકે મને

એ વિશે ખબર નથી. પરન્તુ સરિતા! સરિતા એ તો જીવંત વ્યક્તિ છે. માનવજીવનની એવી શ્રેષ્ઠ સહચરી મેં બીજી જોઇ નથી. અજ્ઞાત સ્થળેથી અજ્ઞાતમાં જતી અંધારામાંથી અને સૂર્ય તેજમાંથી સરતી એ માનવીના જીવનસમી બની રહે છે—તેના જીવનને વીંટળાઈ વળતા મોહપાશ જેવી. તમે તેને થોભાવી નહિ શકો. તેને વેગ પણ નહિ અર્પી શકો—એ છે અનંત અને અનંત સાગરમાં વિલય થતી. સદાય એજ સરિતા અને છતાં સદાય ભિન્ન—તેની સાથે તમે પ્રેમ કરો, તેની મસ્તી અનનુભૂત રહેશે."

પ્રેમની મૂર્તિની ઝંખના કરતા કોઈક પ્રેમીની માફક તેણે ફરિવદી તરફ જોયું.

સ્વપ્નમાં મળેલા કોઇ વિચિત્ર ચિત્રની માફક તેનો ખ્યાલ મને સતાવવા, મૂંઝવવા લાગ્યો. તેની શ્રદ્ધા સામે બળવો કરવાનું મને મન થયું—છતાંય હું તેને બદલી શકું તેમ ન હોય તો તેની શ્રદ્ધાને પ્રમાણિકપણે વખોડી શકતો પણ નહોતો. તે જીવનસુખની સૌથી વધારે સમીપ આવ્યો હતો—નહોતો આવ્યો. ?

જ્યારે જ્યારે એ હકીકતનું જ્ઞાન વધુ સતેજ થઈ ઊઠતું ત્યારે મગજમાં શંકાના વમળ જાગતા. તેના નિર્વાણમાં ક્ષતિ હતી. તેની શાંતિ બાહ્ય હતી. તેને પોતાને જ પોતાની સ્વસ્થતા વિશે ખાત્રી નહોતી. .

મારી શંકાનું ચિત્ર વધુ સુરેખ થવા લાગ્યું. પ્રથમ મને એ જીવનચિંતામુકત મહાત્મા લાગ્યો હતો પરંતુ એ અમારા સહુની માફક સામાન્ય માનવી જ હતો એ માન્યતા દૃઢ થતી ચાલી. તે સ્વર્ગીય સુખની મોજમાં વિહરતો લાગતો હતો એટલે જ તે ઊંડી યાતનાના નરકમાં પીડાતો હતો તે વાત પણ ચોક્કસ હતી.

શંકરલાલ બહારગામથી આવી ગયા હતા. જનક સાથેની મારી મુલાકાતની જાણ થતાં એ જરાક ગૂસ્સે થયા.

"ભાઇ આ તો દૂર દેશમાં અમલદારી કરવા આવ્યા છીએ. આપણો મોભો વિસરાય!" મીઠો ઠપકો આપતાં તેમણે મને કહ્યું.

તેમના ક્રોધ છતાં પણ હું જનકને ત્યાગી શકું તેમ નહોતું. તેના જીવનમાં મારો રસ વધુ ને વધુ જાગૃત થયો હતો. મેં શંકરલાલને સમજાવવા પ્રયત્ન કર્યો.

"તેનાં રહેવાનાં ઠેકાણાં તો જુવો. એક ઝુંપડીમાં પડી રહે છે!" શંકરલાલે મને વારવા પ્રયત્ન કર્યો.

એ વાત સાચી હતી. ઈરાવદીના ઊંચા કિનારા ઉપર ગગનગામી તાડ વૃક્ષો વચ્ચેના પેગાડાના પડછાયામાં એ ઝુંપડી હતી. પાસેજ ગામ હતું ને ત્યાં થતી તાપણીના પડછાયા રાત્રે ફરતાં ભૂતાવળ જેવા લાગતા. નીચે સરિતા વહેતી. શ્યામ છાયા જેવી ઝુંપડી વાંસની બનાવેલી હતી. ઉપર તાડનાં પાનાં હતાં. આગળનો ભાગ વરંડા જેમ વાળ્યો હતો.

"બે ઓરડા છે, એક સુવા માટે, અને એક સામાન્ય ઉપયોગ માટે વધારેની જરૂર નથી." જનકે મને સમજુતી આપી હતી. રહેવાની આવી જગા માટે પણ તેને કશો રંજ કે શોક નહોતો.

સ્થાનિક બનાવટની ઝુલતી ખુરશીઓ ઉપર અમે બેઠા. અમારી વચ્ચેના ટેબલ ઉપર એક દીવો બળતો હતો. દિવેટ નીચે ઊતારવામાં આવી હતી.

તારાના મંદ પ્રકાશમાં વધુ તેજની જરૂરે ન હોતી.

સુપરિચિત મિત્રની માફક નિશાએ આ ઘરમાં પગ મૂક્યો. સરિતા, પેગોડા, જંગલમાંથી સુસવાતો વાયુ, સહુ કોઇ પરિચિત હતાં.

થોડીકવાર પછી જનક અંદર ગયો ને હાથમાં એક હોકલી લઇને આવ્યો. આ માણસને ચરસનું વ્યસન હતું? મારાં ભવાં જરાક વિસ્તર્યાં.

તેની ચકોર આંખોએ મારો ક્ષોભ પારખ્યો.

"આ મારો એકજ દુર્ગુણ. દરેક માણસને એકાદ દુર્ગુણ તો હોવો જ જોઈએ; પરન્તુ એમ ન ધારતા કે જીવનથી કંટાળેલો માણસ જેમ જંગલમાં આથડ્યા કરે છે તેમ હું આ પીધા જ કરવાનો છું. એકાદ બે દમ ખેંચીશ એટલે મને સણુરી વળશે."

તેના મુખ ઉપર રમી રહેલું સ્મિત જૂનાં સ્મરણો જાગૃત થતાં હોય તેમ વિશાળ બન્યું. તેણે મોંમાંથી ધુમાડો કાઢ્યો ને તેનાં ગુંચળાં તરફ તે જોઈ રહ્યો. અમારી શાંતિ શબ્દો કરતાં પણ વધુ વાચાળ હતી. નિશાએ અનેક અવાજદ્વારા મને ઘણું કહ્યું હતું.

બિચારા શંકરલાલ! જીવનનાં ઊંડાં દર્દો, ઊંડી લાગણીઓની તેમને શી ગમ પડે?

"જનકની મૈત્રીથી તમને જરૂર આનંદ પડતો હશે!" ટાણો મારતાં એક દિવસે તેમણે કહ્યું.

"જરૂર! કોઇક જનાવરની સોબત કરતાં તો તેની સોબત વધારે આનંદદાયક છે!" મારી વાણીમાં થોડીક કટુતા હતી.

જનકની બાહ્ય સ્વસ્થતા નીચે કરુણા ઘૂઘવતી હતી એ હવે છૂપું રહી શકે તેમ નહતું. તેની દરેક વાતમાં હું તેનો જ ધ્વનિ સાંભળતો. ક્ષણે ક્ષણે મને તેના પડછાયા જણાતા અને જ્યારે આગળ કાંઇક માહિતી મેળવવાની સર્વ આશાઓ મેં છોડી દીધી ત્યારે અચાનક ગાઢ સુષુપ્તિમાંથી જાગતો હોય તેમ દુઃખી, આર્તસ્વરે તેણે એક દિવસ મને કહ્યું. "તમારી શંકા સાચી છે. આ શાંતિ માત્ર ઉપરની છે, નર્યું જૂઠાણું છે."

હું ખુરશીમાં ટટાર થઈ ગયો. મારી શંકા વિશે મેં તેને કદી જાણ કરી નહોતી, તે જાણી શકે તેવો ભાવ મુખ ઉપર પણ ન પ્રગટે તે માટે હું સદા સાવધ રહેતો. ઘડીભર મને થઈ ગયું કે ના પાડું પરન્તુ તેનો કશો અર્થ નહોતો. "મને ઘણા સમયથી વહેમ હતો પરન્તુ એમ થયું કે વાત બોલવાથી શો ફાયદો ?"

"તમને મારામાં રસ છે એટલે મારે તમને કાંઇક કહેવું છે, તમારા ઉપર મને વિશ્વાસ પણ છે પછી શા માટે ન કહું ?"

તે ઊઠીને અંદરના ઓરડામાં ગયો. રાત્રીના ઘેરા ગહન અવાજો વચ્ચે મારે શું સાંભળવાનું હતું તેની રાહ જોઈ હું બેઠો હતો ત્યાં તેના પાછા ફરવાના અવાજ સંભળાયો.

"આ મારી પત્ની" તેના અવાજમાં કટુતા, કઠોરતા હતી.

હું ચકિત થઇ ગયો. હું ખુરશી ઉપરથી એકદમ ઊભો થઇ ગયો. મારા મગજમાંથી અનેક વિચારો પસાર થઈ ગયા. કોણ હશે ? ગુજરાતી કે બર્મીસ કે કોઈ બીજીજ કોમની ? હું જનક સિવાય કોઈને જોઇ શકતો નહોતો. મેં તેની પત્નીને જોવા પ્રયત્ન કર્યો.

માથા ઉપર વાળ ઊભા થઈ જાય તેવી સનસનાટી મારા અંગમાં વ્યાપી ગઇ. આ માણસને ચિત્તભ્રમ થયો હતો ? સરિતાની કોઈ પ્રતિકૃતિ સાથે તરંગી પ્રેમમાં તે પડયો હતો. તેનું મુખ સ્વસ્થ શાંત દેખાવાને બદલે ગંભીર રોગી દુઃખી કેમ લાગતું હતું ?

"આ મારી સ્ત્રીને ન જોઇ ?" તેના ટૂંકા વાકયે હું પુનઃ સતેજ બન્યો.

મેં તેને જોઇ. તે ટેબલ ઉપર ઊભી હતી. હાથીદાંતમાં કોતરેલી

છ ઈંચ ઊંચી એક મૂર્તિ. મને મોટેથી હસવાની ઇચ્છા થઇ આવી. પરન્તુ બીજીજ પળે હું ગંભીર બની ગયો.

જગતના સર્વ અનિષ્ટો ને ઇર્ષાને પોતાના મુખમાં ભરી રાખતા ચિની પુતળાંઓ વિશે તમે સાંભળ્યું છે ? જનકની પત્ની એજ કુટુંબની હતીઃ પોતાના ભાઇબ્હેનો કરતાં વધુ ભયંકર, વધુ હરામખોર. તેનું શરીર ચરબીવાળું હતું. તેનામાં ઈર્ષાનો દરીઓ ઉછળતો હતો. તેની આંખોમાં તિરસ્કારનાં વિષ ભર્યાં હતાં.

" મારું સૌથી ઉત્તમ કામ ! મેં તેની પાછળ દશ વર્ષ કામ કર્યું છે. "

બુદ્ધની મૂર્તિઓ ઘડનાર શિલ્પીની સ્વસ્થતાનો અંત આવી ગયો. જે દુઃખ તેણે મૂર્તિમંત કર્યું હતું તે તેની આંખોમાં હતું: વદન ઉપર ઊઠતી પ્રત્યેક રેખામાં હતું. મૂર્તિઓ ભયંકર હોય છે, પરન્તુ જનકે ઘડેલી આ મૂર્તિ તો ! તેનું વર્ણન થઈ શકે તેમ નથી.

" ક્યાં છે ? " જનકની પત્ની કદાચ અંદર હોય ને સાંભળી જાય તે માટે મેં ધીમા સ્વરે પૂછ્યું.

" નરકમાં. " તેણે એજ અવાજે ઉત્તર આપ્યો. " ચાર વર્ષ પહેલાં તે મરી ગઇ. "

તે ખુરશી ઉપર હાથની કોણી ટેકવી બેઠો. તેની પૂંઠ તેની પત્ની તરફ હતી. તેથી આંખો ઘડીઘડીમાં પેલી મૂર્તિ તરફ વળતી હતી.

મેં પેલી નાની આકૃતિ તરફ નજર ફેરવી. એ ક્ષણ પણ બરોબર યાદ છે. તેની પ્રત્યેક રેખામાં તિરસ્કાર ભર્યો હતો.

અને તે મૃત્યુ પામેલી હોવા છતાં હું તેને તિરસ્કારવા લાગ્યો.

શિલ્પના એ સુંદર નમુનાના ટૂકડેટૂકડા કરવાની પ્રબળ ઇચ્છા તે વખતે મારામાં જન્મી.

મુઠીઓ વાળીને એ રાત્રે હું જનકના ઘરમાં ઊભો હતો. તેની મૃતપત્ની મારા તરફ હસતી હતી. થુંક ઉડાડતી હતી. મારા જેવા અસંખ્ય માણુસોને કચડી નાખવા તે શક્તિમાન હતી, એવું કહી લડવા આહ્વાન આપતી હતી.

નિશાની શાંતિમાં આ સ્વહીન શબ્દોની મારામારી ભીષણુ હતી. ગંદી હતી. તેમાં ભાગીદાર થવામાં એક જાતની શરમ હતી. મેં મારા વિચારો ફેરવ્યા. મારા પરત્વે જનકની પત્નીનું હાસ્ય ઉગ્ર બન્યું: વિજેતા, મદાંધ મહિષીના જેવું.

જનક તરફ મને સાચેજ સમભાવ પેદા થતો હતો. પત્થરમાં બેઠી બેઠી તે આવી રીતે હેરાન કરી શકવા સમર્થ હતી, તો લોહીમાંસમાં તો એ શું કરતી હશે ?

અમે શાંતિથી બેઠા હતા, અમારી પુંઠ પાછળ ઊભેલી એ સ્ત્રીને ભૂલવા મથતા. પરન્તુ એ અશક્ય હતું. વાતાવરણુની મલિન હવાની માફક તેનો વિચાર અમારામાં વ્યાપ્યો હતો.

“પણુ તું તેને શા માટે પરણ્યો ?” મેં આખરે પૂછ્યું.

“દરેક જણુ પરણે છે શા માટે ?” ભારેખમ અવાજે તેણે ઉત્તર આપ્યો. “તેનું અંગસૌંદર્ય અપ્રતિમ હતું. સ્ત્રીઓ પરણ્યા પછી તુરત બદલાઈ જાય છે. રમા પણુ બદલાઈ ગઈ, તેનું સૌંદર્ય એ તો માત્ર બુરખો હતો. બુરખા નીચે તે કેવી હતી, એ તમે જોયું.”

“તને શો અનુભવ થયો ?”

“એ વાત બહુ લાંબી છે. બહુ ગલીચ છે. સાંભળ્યે શો

ફાયદો થવાનો છે? એટલામાંજ બધું સમાઈ નથી જતું?"

તે થોડીવાર શાંત રહીને બોલ્યો. "અસંતુષ્ટ લગ્નનું જે પરિણામ આવે છે તેવુંજ મારૂં બન્યું છે."

મેં કશો જવાબ ન વાળ્યો.

"આપણે બીજી વાત કરીએ."

પરન્તુ બીજી વાત કરવાનું અશક્ય હતું. અમે બીજી વાત કરી પરન્તુ તેમાં બન્નેમાંથી કોઇને રસ પડતો નહતો. હૃદયથી નિખાલસતા લાવવી મુશ્કેલ હતી. હું ઘેર ચાલ્યો ગયો. તેની ઝુંપડીમાં તેને આમ તેની પત્ની સાથે એકલો છોડી જવાનું ઇષ્ટ નહોતું. પરન્તુ તેની છાયામાં રહેવું મારે માટેજ મુશ્કેલ હતું અને તેમાંય એમ થયું કે બહારનો માણસ આવા અસંતુષ્ટ લગ્નજીવનમાં મેળ ખવડાવવામાં શું સહાયભૂત થવાનો હતો?

સવારે હું જનકને ફરી તેની દુકાને મલવા ગયો. રાત્રે આવવાની મેં ના પાડી. હું ત્યાં જતાં ડરતો હતો.

હું પણ ધીમે ધીમે સ્વસ્થ અને સમતોલ થએ જતો હતો. જનકને ભ્રમણાનો ભોગ બનવા દેવામાં કશું ઉચિત નહોતું. તેમ મને લાગતું હતું. પેલી આકૃતિ તેને માટે ભયજનક હતી. તેનો નાશ કરવાનીજ જરૂર હતી. તેનો નાશ થયે જનક વધુ સુખી થઇ શકશે. બુદ્ધની સ્વસ્થતા ઘડવાનો નિરોગી આનંદ માણી શકશે.

કારખાનામાં મેં તે વિશે વાત ન કરી. જો કે એજ ઇરાદાથી હું ત્યાં ગયો હતો. પાપ તો ઘેર હતું, ને ત્યાંથી તેને દૂર કરવાનું હતું.

હું ઘેર ગયો ત્યારે જનક પોતાની ખુરશી ઉપર ચરસની

ગોળી તૈયાર કરતો બેઠો હતો. તેણે મને 'આવો' કહી આવકાર આપ્યો. તેની પત્ની તેની પાસે નહોતી તેથી મને આનંદ થયો, મારી હિંમત કાયમ રહી.

"જો જનક ! હવે તો તે મરી ગઈ છે એટલી તને તે કોઈપણ દિવસ હેરાન કરી શકે તેમ નથી. તો આ ગાંડપણનો અંત આણી નાખ. તેનો નાશ કરી નાખ."

"તમે તેને ઓળખતા નથી. એમને એમ તેનો નાશ થઈ શકે તેમ નથી." તેણે હોઠ દાબીને કહ્યું

"તેમાં વાંધો શો આવે છે?"

"હું મારા ઊંડા અનુભવ ઉપરથી કહું છું કે તેમ કરવું શકય નથી. હું માત્ર આધ્યાત્મિકદષ્ટિએ નથી કહેતો. હું તો વ્યવહારૂ રીતે કહું છું, તે મને સુખે રહેવા દે તેમ નથી. હજીય તે મારી શાંતિનો, સુખનો ભંગ કરી શકે છે. મારી અને સરિતા અને બુદ્ધની વચ્ચે અણનમ ઊભી રહી શકે છે."

"પરન્તુ કેવી રીતે?" આ માણસના ગાંડપણ ઉપર ક્રોધ આવતો હતો.

"તમે ધારતા હશો તે કરતાં જુદી જ રીતે" તેણે એજ અવાજમાં કહ્યું, "તે સરળતાથી સીધી રીતે કદી હેરાન નહોતી કરતી. છતાંય તેની પાસે યુક્તિપ્રયુક્તિ હતી. તેનો ભોગ બનનાર માણસનો જીવ લીધા વગર મૂકે નહિ તેવી રીતો તે અખત્યાર કરતી."

આ યુક્તિ–પ્રયુક્તિ હું કલ્પી શકતો નહોતો.

"તમે કદી નહિ કલ્પી શકો, એટલે હુંજ કહું છું. તે

જ્યારે ગુજરી ગઈ ત્યારે તેની પાસે તેને પોતાને નામે બાપીકા વારસાના પૈસા હતા. આ માટે તે એવી ગોઠવણ કરતી ગઈ કે તેના વ્યાજમાં દર વર્ષે મારા નામ ઉપર ડરબી સ્વીપની બે ટિકીટો લેવાય. ”

હું હસી પડયો કારણ કે આખી વાત હસવા જેવીજ હતી.

આટલીજ મુશ્કેલી હોય તો દૂર કરવામાં કાંઈ વિઘ્ન નડે તેમ નહોતું.

“ તું યે મારા ભાઈ! વાતનું આવડું વતેસર કરે છે. ” હું ખુશમિજાજમાં આવી ગયો હતો.

તે ગંભીર હતો. “ વાતનું વતેસર કશું નથી. મેં તમને ન કહ્યું કે તે સીધીરીતે હેરાન નથી કરતી ? આ રીત પણ એવીજ છે. તમે ભલે હસ્યા કરો. સ્વસ્થતા વિના શાંતિ નથી એતો તમે કબુલ કરોને ? જ્યાં આવો ભય મારે માથે ઝઝૂમતો હોય ત્યાં સ્વસ્થતા કયાંથી સંભવી શકે ? ”

“ મને તો લાગે છે કે. તું તુરત સ્વસ્થતા મેળવી શકે. એમાં કાંઈ નથી. આવો વ્યર્થ સંતાપ શા સારૂ કરવો ?”

“ હું નથી માનતો. નશીબ વિશે મારો જુદો અભિપ્રાય છે. લોટરીમાં કે આવી હરિફાઈમાં ઈનામ લાગે છે કોને ? જેમને પૈસાની જરૂરત હોય તેવા સમૃદ્ધિવાનોને અગર આકસ્મિક લાભ લઈને ગાંડા બની જાય એવા ગરીબોને. બાકી મારા તમારા જેવા સામાન્ય માણસો કે જેમને પૈસાની સાચી જરૂર હોય છે, જેઓ તેનો ઉપયોગ કરી જાણે છે તેઓના નશીબમાં કદી વિજય હોતો નથી.”

તેની ગંભીરતા અજબ હતી.

“ એવું લાગતું હોય તો તારા નામે આવતા પત્રો ફોડે છે

શા માટે? આવે એટલે સગડીમાં નાંખી દે. કોઈ તને ઇનામ લેવાની ફરજ નહિ પાડે." મેં દલીલ કરી.

"તમે મારી પત્નીની દૂરઅંદેશી સમજી શકયા નથી. સાચું કહું? પૈસા કોને નથી જોઈતા? આખા જીવન દરમ્યાન સંપત્તિ, સમૃદ્ધિ, સફળતા માટે હું તલસ્યો છું. અને કોને એવી ઈચ્છા નથી હોતી? જગતથી પર થયેલ જૂજ વ્યક્તિઓને નહિ હોય! આપણે તો બધા સામાન્ય માનવી રહ્યા." ઘડીક થંભી તેણે આગળ ચલાવ્યું: "હું બુદ્ધિની મૂર્તિઓ ઘડું છું, કારણ કે મારું જીવન નિષ્ફળ ગયેલું છે. સમય અને સાધનની પરવા કર્યા વગર હું કામ કર્યે જાઉં છું. મને જીવવાની શક્તિ મળી શકે તેટલુંજ જોઇએ છીએ. દર વર્ષે જ્યાં નવી આશા, નવી તૃષ્ણા જન્મતી હોય ત્યાં મને સુખ કે શાંતિ ક્યાંથી મળી શકે? તમે બધા હું દુન્યવી માણસ છું તે ભૂલી જાવ છો. જ્યારે મારા ઉપર પત્રો આવે છે ત્યારે હું આતુરતાથી ઉઘાડું છું. મારી આશા ભાંગી પડે છે. નિરાશા મૃત્યુ જેવી કારમી લાગે છે; અને છતાં મારે જીવવું નથી. જગત છોડે મને ઘણો સમય થઈ ગયો ને સુખ અહીંયાંથી પ્રાપ્ત થઈ શકે તેમ છે. સંપત્તિથી મને કશો લાભ થવાનો નથી. તેથી તો ઊલટી હાનિ જ થવાની છે."

તેના ધીમા ગંભીર અવાજમાં અંતરના સંઘર્ષનું બળ ડોકીઆં કરતું હતું. ઘણા મુદ્દાઓ ધ્યાન રોકે તેવા હતા. માણસ એકલો હતો: સ્વભાવે સ્વપ્નદ્રષ્ટા, જીવનમાં માત્ર કરુણતા જ ભરેલી. હું ન હસી શકયો.

તમે કહેશો કે હસીને તેના મગજમાંથી મારે આખી વાત કાઢી નાખવી જોઇતી હતી. પરન્તુ મારે માટે એ કાર્ય મુશ્કેલ હતું. સર્વ સ્થળે જનકની પત્ની જણાતી હતી. તેની છાયા નીચે તેની વિરુદ્ધનું કામ થવું કઠિન જ હોયને?

મને એક વિચાર આવ્યો. "એક વર્ષ માટે આ સ્થળ છોડી બીજે જાઓતો ? મારી સાથે ચાલો."

"એ સરખું જ છે. મારે કોઈ વાત સાંભળવા માટે જોઇતું હતું, તમે મળી ગયા, બાકી મને તો એકલા રહેવું ગમે છે."

પેગોડાના ઘંટમાંથી અવાજ આવતો હતો. સરિતા અમરગાન ગુંજતી હતી. જનકની પત્ની અંદરના ઓરડામાં હતી. એટલે અમે ઇતિરેતર વાતો કરવા માંડી. કેટલીય સંધ્યા આમ વીતવા લાગી. કલકત્તા કરબીના નામનો જો કે અમે ભાગ્યે જ નિર્દેશ કરતા, પણ તેનું ચિત્ત વધુ વ્યગ્ર બનતું જતું હતું.

પૂર્ણિમા આવી. સરિતાનું વેશપરિધાન મોહક લાગતું હતું. ટેકરીઓ ઉપર હિમનાં પાથરણાં બિછાવ્યાં હતાં. જૂના પેગોડામાં નવસંચાર થયો હોય તેમ તે પ્રસન્ન ધવલ હાસ્ય હસતાં હતાં. આવી રાત્રીએ સરિતાતટે બેસી વાતો કરવાની મઝા આવશે એ આશયે હું જનકને તેની ઝુંપડીમાં બોલાવા ગયો.

જનક ત્યાં નહોતો.

તેની સલામ તેની જગ્યાએ હતી. ઝુંપડી ખાલી હતી. અંદર કદાચ જનકની પત્ની હશે! ટેબલ ઉપર એક ચિઠ્ઠી પડી હતી. પાસે જ દીવો હતો.

ચોકખા અક્ષરે દૃઢ હાથે એ પત્રમાં લખ્યું હતું. "એ દિવસો નજીક આવતા જાય છે. અંતરમાંથી કોઇક કહી રહ્યું છે કે તેનો વિજય નજીકના ભાવિમાં થશે. હું મારી ગાંડી રમત લાંબો સમય રમી શકું તેમ નથી. હું આ ચંદ્રિકામાં મારી પ્રિયા સરિતા સાથે સ્નાન કરવા ગયો છું; સાથેનો તાર ઉઘાડજો અને આ ચિઠ્ઠીનો નાશ કરજો. મારી પત્નીનો પણ યથાસમયે વિનાશ કરજો. તે મારી સાથે સરિતામાં આવશે તો ત્યાંય વિષમય

વાતાવરણ ફેલાવશે. ત્યાં તો મને જંપ વળે તેવી ગોઠવણ કરવા મારી પ્રાર્થના છે.”

સરિતાનું સ્વરૂપ અવર્ણનીય હતું; ચંદ્રલોકથી સ્વપ્નાંઓનો રૂપેરી પ્રવાહ વહેતો હોય તેમ લાગતું હતું.

“અમે નકામા તેને વિશે ખોટો અભિપ્રાય દોરતા હતા. અમે તેને નિરર્થક અન્યાય કર્યો. પ્રભુને ત્યાં હવે તેને શાંતિ મળે એટલી પ્રાર્થના છે.” શંકરલાલે કહ્યું.

જનકની પત્નીએ મારી સાથે જ અહદેશ છોડયું. પોતાના પતિને હેરાન કરનાર આ સ્ત્રીને સખ્ત નશીઅત આપવાનો મેં નિર્ણય કર્યો હતો. મારી પાસે જેટલા ગંદા ગાભાચીંથરા હતાં તે તેના અંગ ઉપર પહેરાવ્યાં અને એક ચીંથરામાં બાંધી તેને દરીઆમાં દફનાવી દીધી.

સાગરનું ઉર ઘણું વિશાળ હોય છે. ત્યાં સૌથી વધારે જગ્યા હોય છે. જનક અને તેની પત્ની બન્ને સારૂ........

# નવોફાલ

શરદ...

વર્ષાનું મેઘાચ્છાદિત આકાશ હવે સ્વચ્છ, નિર્મળ બન્યું હતું. બપોરના પ્રચંડ તાપ પછી સાંધ્યસૂર્યના લાલપીળા પડછાયા હરિયાળી ભૂમિ ઉપર પથરાઇ બંગલાઓની હારથી દૂર આવેલા ખેતરોને નયનરમ્ય બનાવતા હતા.

સંધ્યા ઊતરતી અને નિત્યક્રમ પ્રમાણે મનોરમા બંગલાના ઝાંપા સુધી આવી બાળકોને સામેના મેદાનમાં ફરવા મોકલી ઝાંપાના ઓટલા ઉપર બેસી આ સાંધ્યસૂર્યની રમત નિરખતી. હવા શાંત અને સ્થિર હતી. શહેરના કોલાહલથી દૂર એવા આ સ્થળમાં એ શાંતિ અભંગ રહેતી. માત્ર દૂરથી બાળકોની રમતનો અવાજ કે બાને આમંત્રણ આપતો સ્વર તેમાં ખલેલ પહોંચાડી જતો. "જો તો બા; અમે કયાં સુધી પહોંચ્યા છીએ" એવું પરેશ કહેતો હોય કે ન હોય પણ મનોરમા તો એવું સાંભળતી જ.

શરદના પડછાયા સાથે રમવા જવાની તેને ઇચ્છા ઘણીય હતી. કેટલીય શરદ તેણે પ્રકૃતિ ઉછંગે ખેલવામાં, સંધ્યા–સૂરજના પ્રણય ખેલ જોવામાં ગાળી હતી. છતાં આ શરદે...તે લાચાર હતી, નિરુપાય હતી.

આગલા ઉનાળામાં, ચોમાસાના વર્ષાવિહીન દિવસોમાં તે બાળકો સાથે ફરવા જવાનું ચૂકી ન હોતી. એકેય દિવસ મેદાનમાં જઈ બાળકો સાથે રમવામાં મળતા નિર્દોષ આનંદમાં તેને બાલિશતા લાગી ન હોતી. સંકોચ થયો ન હોતો. તે મેદાન ઉપર કોઇકવાર નિરાંતે સૂઈ જતી અને નાનકડો પરેશ તેનો પાલવ ઝાલી તેને ઢસડવા કોશિશ કરતો ત્યારે તો જાણીબૂઝીને આંખો મીંચી તે પડી.

રહેતી, ને આનંદની સર્વોચ્ચ ટોચે પહોંચી હોય એવો અનુભવ કરતી.

તેને વસંત યાદ આવી. આંબાની ડાળીએ કોયલ ટહૂકતી. કોયલને પાનો ચઢાવવા તેય ટૂહુ કરીને બોલતી, બાળકોય બોલતા, અને પછી કોયલ આ માનવજીવોને મહાત કરવા પંચમ સ્વરે ટહૂકતી. એ અનંત રમતમાં બાળકોની સાથે તે હોંશથી ભાગ લેતી હતી. રાતની રાણીની ઊઘડતી જતી કલિકાની સૌરભ સાંજના સમયે છેક મેદાન સુધી દોડી આવી મગજને મત્ત કરતી હતી. વૃદ્ધત્વ કોઈવાર પણ ન આવ્યું હોય તેમ નૂતન કુંપણોને અંગ ઉપર ધારતા વૃક્ષો અને આંબલીના ભૂરા કાતરાઓનો સ્વાદ: એમાંનું શું ભૂલાય તેવું હતું! તે કાતરાઓ તોડવા બાળકો સાથે બાળક બની દોડતી હતી. બાળકોના બિનજવાબદાર તોફાનો અને અર્થહીન હાસ્યોમાં તે સંપૂર્ણ હિસ્સેદાર બનતી. કોઈકવાર બાળકોને કિલ્લોલતાં સાંભળવાજ—જોવા નહિ—આંખો મીંચીને બાળકોનાં આનંદનું ઊંડુ રહસ્ય મેળવવા બેસી જતી, ત્યારે તે પોતાની જાતને કૃતકૃત્ય માનતી.

સાંજ પડે અને બાળકો તેને તાણી ગયા વગર રહેતાજ નહિ. માત્ર હમણાં થોડા દિવસથી તે જઈ શકતી ન હોતી. બાળકોએ ખૂબ આગ્રહ કર્યો હતો.

"બા! તું કેમ આવતી નથી? ચાલતો, જો આકાશતો જો."

"બા તને થાક લાગે છે? આપણે બહુ દૂર નહિ જઈએ."

"બા! તારા વગર અમને મઝા નથી આવતી."

આ સવાલો હમણાં રોજના બન્યા હતા. દરેક વખતે ભારે હૃદયે તે ના પાડી દેતી હતી. "કાલે આવીશ! આજે તમે જાવ અહીંયાં બેઠી બેઠી હું જોઉં છું"

આ જાતની નાએ તેના જીવનમાં એક પ્રકારની શૂન્યતા ઊભી કરી હતી. આ શૂન્યતાએ તેના અંતર ઉપર દુઃખનો એક બોજ લાદ્યો હતો.

રોજના કરતાં આજની સંધ્યાએ આ પીડા તેને વધારે સાલી. આજે બાળકો મેદાનને છેડે આવેલી જામફળની વાડીએ ગયા હતા. સવારથીજ વાડીએ જવાનો કાર્યક્રમ યોજાયો હતો. બાળકોનો ઉમંગ ત્યારથીજ માતો નહોતો. તેમણે સવારથીજ બાને કહેવા માંડ્યું હતું "બા! આજે તો તારે આવવુંજ પડશે, આવીશને?" ત્યારે તેણે માત્ર એટલુંજ કહ્યું હતું "સાંજ તો પડે. અત્યારથી શું છે?"

સાંજ આવી અને તેણે ના પાડી દીધી. આજનો આનંદ જતો કરવાની તેને ઇચ્છા ન હોતી. તેના મુખ ઉપર શોકની છાયા સ્પષ્ટ રીતે તરી આવી. "મારી તબિયત ઠીક નથી" કહી તેણે બાળકોને વાડીએ મોકલ્યા અને પોતે દરવાજાના સળીઆ ઝાલી તેમને જતાં જોઇ રહી.

બાળકો દોડતાં જતાં હતાં. મેદાનનો છેડો આવી ગયો. બાળકોને તેણે વાડીની અંદર પ્રવેશતાં જોયાં. બધાય જાણે તેના જેવાજ કોઇક ભારથી અકળાતા હોય તેમ નમી નમીને ચાલતા હતા. તેમના વાર્તાલાપમાંથી ઊંચા સ્વરે ઉચ્ચારાયેલા શબ્દો તેના કાન ઉપર અથડાતા હતા.

બધામાંથી એક બાળક દોડતું દોડતું પાછું આવ્યું.

"કેમ રમેશ!"

"બા! બા! અમે ટોપલી લેવાનું તો ભૂલીજ ગયા. અમે જામફળ લાવીશું શેમાં?"

મનોરમા અંદર જઈને ટોપલી લઈ આવી. ટોપલી મોટી હતી તો પણ રમેશ તે લઈને દોડી ગયો.

"જલદી પાછા આવજો, બહુ વાર ન કરતા" દોડતા જતા રમેશને હાક મારી મનોરમાએ કહ્યું, પણ રમેશ તેના અવાજની મર્યાદાને ઓળંગીને ક્યારનોય બહાર જતો રહ્યો હતો. તેણે આને કશો ઉત્તર ન વાળ્યો.

રમેશ ગયો એટલે વળી પાછી તે વિચારચંક્રમણે ચડી... સંધ્યા શ્યામતર બની હતી, આકાશમાં ઘેરો લાલરંગ વિષાદમય બનતો જતો હતો. વૃક્ષો ઉપર, ઊતરતા અંધારાના કાળા ટોપ ચડતા હતા. આકાશપટ ઉપર તારાઓ ધીમેધીમે રમવા દોડયા આવતા હતા. મનોરમા રમવા નહિ જવાના કારણો વિચારવા લાગી.

કેવું કારણ હતું ! કોઈને કહી શકાય નહી ! કોઇને સમજાવી શકાય નહિ! છતાં એનો બોજ કેવો પ્રચંડ અને વિનાશક હતો ? તેનો ભાર કેવો અસહ્ય હતો ?

ક્ષણવાર તો તેને લાગ્યું કે આવું કોઈ કારણ હતું જ નહિ. તેનું દુઃખ માત્ર એક ભ્રમણા હતી. રેતીના રણમાં દેખાતું મૃગજળ હતું; એવી કલ્પના કરીને તે નિરર્થક જાતને હેરાન કરતી હતી. તેણે દૂર જોયું. વાડીમાં બાળકો રમતાં હતાં. તેમની સંખ્યા ગણવાનો તેણે પ્રયાસ કર્યો. ઊતાવળમાં તેણે પાંચ ગણ્યા. ના ! ચાર જ હતા ! ના પાંચ છે !

પણ...ચાર હોય કે પાંચ! ચાર હતા તો પાંચમાને આવવાની હવે વાર ક્યાં હતી ? તેની હાજરી પડછાયાની માફક ક્યારનીય દષ્ટિગોચર થવા માંડી હતી. આ હાજરી કોઇકવાર તેને આશીર્વાદરૂપ જણાતી તો કોઈકવાર ભારરૂપ જણાતી. એ આગમનને ભ્રમણા શી રીતે લેખી શકાય ? એકાદ બે અઠવાડિયામાં તો બાળકો નવા ભાઈબંધને આવકારતાં આનંદથી નાચશે કૂદશે !

મનોરમાએ તારાઓના આછા અજવાળે આ સર્વને અંદરના ઓરડામાં છાના છાના ડોકીઆં કરતાં જોયાં.

હવે તો કદાચ થોડા દિવસો બાદ તે દરવાજા લગીય નહિ આવી શકે! બાળકોને કપડાં બદલાવાં, નવડાવવાં એ બધું કરતાં હવે તેને અટકી જવું પડશે. ભારે શ્રમથી તેને દૂર રહેવું પડશે. બંગલાની બહાર આંટા મારવાનું છોડી દેવું પડશે. અને છતાં નિર્ભય અને સ્વસ્થ રહેવાની નેમ છે તે બતાવવાનો પ્રયત્ન કરતાં રહેવું પડશે.

આ અનુભવ કાંઈ નવો નહોતો. દર સવા દોઢ વર્ષે આવો આવો અનુભવ તેને અચૂક લેવો પડતો હતો. ડર રાખવાનું કશું કારણ નહોતું. છતાં તેનો જ તેને ભય હતો, તે એ બરોબર જાણુતી હતી. એક નિર્વિઘ્ને પતશે ત્યાં તો......આ અનુભવની ઝીણામાં ઝીણી વિગત સાથે તે આત્મસાત્ હતી. ઓરડા, પલંગ, નર્સની શસ્ત્રક્રિયા, લોહીની ગંધ, ક્ષણવાર થતું પ્રચંડ દુઃખ, બાળકનો પ્રથમ અવાજ, ઘરનો વડેરાઓનો આનંદઃ કઇ વિગત એ નહોતી જાણુતી?

આવી અનિવાર્યતાજ તેને ભયથી થીજાવી મૂકતી. રાતનું ઘેરૂં ધુમ્મસ કમળની પાંદડીઓને ચિમળાવી મૂકે તેમ આ સ્મરણો આ પ્રકાશાન્વીત જગતમાં તેને કંપાવતા. આ અનુભવમાંથી છટકબારી શોધવા તેણે પ્રયત્ન કર્યો હતો. સમાજની દ્રષ્ટિએ એ લોખંડી દિવાલોમાં કયાંય, એકે બાકોરૂં જણાતું નહોતું. એક છિદ્ર સરખુંય શોધવાનું નહોતું. એવું બાકોરૂં મળશે અને તેમાંથી છટકી પ્રકાશ અને રંગની દુનિયા ભરપટ્ટે પી શકાશે તેવી આશાય હવે તો તેણે છોડી દીધી હતી.

એ આશા એકવાર હતી. ચોથા બાળકના જન્મ સમયે તેને

આ તમામ પીડાનો અંત, નૂતન જીંદગીના રસોલ્લાસ માણવાની તકનો આરંભ થએલો લાગ્યો હતો. તેની તબિયત અસ્વસ્થ હતી બાળકના જન્મ પછી તાવ ઊતરતો નહોતો. પારો છેક ચાર સુધી પહોંચ્યો હતો. ઘરના લોકોને ચિંતા થતી હતી. ચાર ચાર પ્રસૂતિએ ઘસાઈ ગએલા શરીર ઉપર આગ્નરીનું આક્રમણ થયું. આખો ડાબો પગ રહી ગયો. એક મહિના સુધી પથારીમાં પડયાજ રહેવું પડશે એવી દાકતરી સલાહ થઈ. તેના પતિ રોજ તેની પાસે બેસતા. તેની માયાળુ કરુણાભરી આંખો મનોરમા જોઇ શકતી હતી. એક દિવસે જ્યારે તે એકલાજ બેઠા હતા ત્યારે મનોરમાના દુઃખે તેની આંખમાં પાણી ભરાઈ આવ્યા.

" મનુ મને માફ નહિ કરે? હું જાણું છું કે મારે લીધેજ તને આટલી હેરાનગતિ વેઠવી પડે છે. હું તને વચન આપું છું કે બસ હવે તો આ છેલ્લીવાર. હવે કોઈ જાતનું દુઃખ નહિ, આ બધી પીડા નહિ. જીવનમાં સંયમ જરુરી છે. તે વાત હું કબુલું છું. પણ તેને અમલમાં આણવા હું હવે તૈયાર થઇશ. "

એ શબ્દો બોલાયા ત્યારે મનોરમાના હૃદયમાં કેવા ભાવ જાગ્યા હતા? ફરી પેલી આશા આંખેથી પાટા છોડી તેની પાસે રમતી, દોડતી, આવી હોય તેમ તેને લાગ્યું. પતિના વચનોની અસર તેના ઉપર ઓછી નહોતી થઈ. પતિના વચનના બદલામાં તેણે જે ઉત્તર આપ્યો હતો. એ તેને યાદ આવ્યો.

" મારે મન તમે જીવન સર્વસ્વ છો. તમારી પ્રતિકૃતિ મારા અંતરમાં જડાઇ ગઇ છે. હું હવે આનંદી બનીશ. જીવનની આ પીડાએ ભૂતકાલિન સ્મરણાવશેષ જ રહેશે. "

તેને પતિના વચનમાં, ભાવમાં હૃદયના ઔદાર્યમાં; સંપૂર્ણ

શ્રદ્ધા હતી. એ દિવસેજ તેણે ભાવિ જીવનની સુરેખ સમૃદ્ધ કલ્પનાઓ ઘડી હતી.

અને ત્રણ મહિના બાદજ એ કલ્પનાઓ ભાંગી ગઇ. પતિએ પતિજ રહ્યો હતો. તેની માનવતા ઉપર તેની વૃત્તિઓ જોર કરી ગઇ.

હવે તેને નવાં વચનોની, નવી ખાત્રીની જરૂર નહોતી. આ પરંપરા અટકાવવા મૃત્યુ સિવાય બીજું કોઈ સમર્થ નહોતું.

પશ્ચિમનું વદન હવે સંપૂર્ણ શ્યામ બની ગયું હતું. વૃક્ષો કાળી રેખા સમાન ભૂમિ ઉપર રહેલા લાગતાં હતાં. સંધ્યાનું હૃદય નિશ્ચેષ્ટ બન્યું હતું. પવન ધીરેધીરે ફૂંકાતો હતો.

મનોરમા વળી ગણગણવા લાગી. 'હવે નવો બોજ નહિ, નવી પીડા નહિ,' કેવી વિચિત્ર વાત એ વિચારતી હતી! એ વિચાર નિરર્થક અકુદરતી હતો. તેની ઇચ્છાએ જગત ચાલતું નહોતું. જગતમાં રહીને જગતની ક્ષતિઓને અધીન થવામાંજ અર્થ હતો.

વળી તે બાળકોનો વિચાર કરવા લાગી. બાળકો હજી જામફળની વાડીમાંજ હતા, ઊભી રહીને તે થાકી હતી. તેણે બાળકોને બૂમ મારી: ચાલો હવે અંધારૂં થઇ ગયું.

અંધારાના પાશમાં જકડાયેલા ખેતર ઉપર થઈને પવનના સુસવાટા જેવો તેનો અવાજ પસાર થઈ ગયો. વાડીમાંની અસ્પષ્ટ આકૃતિઓ ખસતી હતી. રાત્રે સૂતા પહેલાં પતાવી લેવાની વસ્તુઓ તે યાદ કરવા લાગી, પરેશના ખમીસે બટન ટાંકવાના હતા. સુલતાનું ફ્રાક શીવવાનું હતું. રમેશ માટે નાસ્તો તૈયાર કરવાનો હતો.

પૂર્વના આકાશમાં વિષાદ અને ખિન્નતા હતા: તેના અંતરમાં

હતાં એવાં. તેણે ફરી વાર છોકરાઓને બૂમ મારીઃ ચાલો હવે જલદી કરો, મોડું થાય છે.

અવાજમાં જોર કરવાને લીધે તેને પેટમાં દરદ થયું. તે થોડીવાર પેટ દબાવીને શ્વાસ લેતી શાંત ઊભી રહી. પોતે ભાર ઊંચકવા સાવ નિર્બળ હતી. આજુબાજુનું જગત અતિથાકથી કે અતિ આનંદથી તેનો ભાર ઝીલવા અસમર્થ હોય તેવું ભારે તેને લાગ્યું.

બાળકો તેની છેક લગોલગ આવી પહોંચ્યા. જામફળની ટોપલી જરા દૂર તેમણે મૂકી હતી.

"ટોપલી ક્યાં મૂકી આવ્યા?" તેણે પૂછ્યું.

"એ પડી, ઊંચકી ઊંચકીને થાકી ગયા. ટોપલી ઘણી ભારે છે બા! અમારાથી તો ઊંચકાતીજ નથી."

તે જઈને ટોપલી લઈ આવી. ટોપલીમાં તાજાં જામફળો ભર્યાં હતાં. ટોપલી ઊંચકતાં તેને થાક લાગ્યો. તેણે ઓટલા ઉપર ટોપલી મૂકી દીધી. બાળકો તેને વીંટળાઇ વળ્યાં હતાં.

"રમેશ! તું ટોપલી લઈને અંદર આવ."

"ના બા! તુંજ એ ભાર લઈ લે" કહી રમેશ અંદર ચાલી ગયો.

શરદનો સુકુમાર શોકાર્ત સમીર વૃક્ષે માંથી એજ શબ્દોનો પડઘો પાડવા લાગ્યો: બા! તુંજ એ ભાર લઇ લે.

# એકાકિની

**સ**વિતાનું વય બત્રીસ વર્ષનું હતું. બાવીસ વર્ષની વયે તે વિધવા થઇ. પતિની પાછળ કુટુંબમાં કોઈ ન હોવાથી તે થોડોક વખત પિયર ચાલી ગઈ. ઊંચું ચારિત્ર્યબળ તથા શરીરશક્તિ હોવાને કારણે ભાઈ ભાભીનાં ટોણાં ખાતાં ખાતાં પણ તેણે અભ્યાસ શરૂ કર્યો. ઘરનું કામકાજ પતાવીને તે 'વનિતા વિશ્રામ'માં ભણવા જતી ને તે સાથે અંગ્રેજી પણ વધારે પાકું કરી લેતી. અભ્યાસ પૂરો કરીને તુરત જ તેણે નિશાળમાં શિક્ષિકા તરીકેની નોકરી સ્વીકારી લીધી.

ભાઈભાભીએ નોકરી માટે સૂગ બતાવી ખરી, આડોશીપાડોશી પણ બબડયા. પરંતુ સવિતાએ એક વાત જોઇ લીધી હતી કે જીવનસુખ માટે આર્થિક સ્વતંત્રતા ખૂબ આવશ્યક વસ્તુ છે. એટલે જેમ પહેલાં તેણે જે મક્કમતાથી ભણતર શરૂ કર્યું હતું તેવી જ શાંત મક્કમતાથી સહુના કહેવાની સામે જઈને પણ નોકરી લીધી.
નોકરીના ત્રીજે માસે તેણે જુદું ઘર માંડયું. તે વખતે પણ ભાઈભાભી, અન્ય સગાવહાલાં, પાડોશીઓ બબડયાં.

સગાંવહાલાં તથા ઓળખીતાઓથી દૂર છેક ખાનપુર બાજુ તેણે એક મકાનનો ત્રીજો માળ ભાડે રાખ્યો. મુખ્ય ઓરડામાં બહુ થોડો સામાન તેણે રાખ્યો હતો. એક ચટાઇ, એક મેજ ને એક ખુરશી, પુસ્તકો માટેનું કબાટ, ને ખૂણામાં એક ખાટલો.

સંધ્યાએ જ્યારે મેજ ઉપરનો વિજળીનો દીવો ચમકી ઉઠતો ત્યારે દીવા ઉપરના ગુલાબી ઓઢણ જે કારણે ઓરડામાં ગુલાબી પ્રકાશ, સરોવરમાં સંધ્યાના રંગના જેવા પ્રતિબિંબ ઉડે છે, તેવો

પથરાઈ જતો, ને ઓરડામાં શૂન્યતા રમતી જણાતી. સવિતા પોતે પણ ઓરડાથી દૂર રહેવા મથતી, શાળાએથી આવી તુરત બહાર ચાલી જતી ને ફરીને આવ્યા પછી અંદરના ઓરડામાં ખાવાનું તૈયાર કરી છેક સાડા આઠ વાગે મુખ્ય ઓરડામાં પ્રવેશ કરતી.

પવિત્ર સંયમી જીવન ગાળનાર સ્ત્રીના જેવો તેનો ચહેરો હતો. તેના સફેદ મોં ઉપર લાલીની કુમાશ હતી. તેનાં પાડોશીઓ ને સગાંવહાલાંઓ બબડતાં ખરાં પરંતુ તેના ચારિત્ર્ય વિષે શંકા ઉઠાવવાની કોઈ હિંમત કરતું નહિ. દરેક સાથે તે માયાળુ વર્તાવ રાખતી. બીજા લોકોમાં તેને રસ નહોતો. ને બીજા લોકો તેનામાં રસ લ્યે, એ તેને પસંદ નહોતું. તે માટે તે સર્વથી દૂર ભાગતી. સદાય કાળું કપડું પહેરી તે નિશાળે જતી. તે સિવાય બીજાં કપડાં તેને અંગે કોઈએ જોયાં નહોતાં.

પોતાના કામ સાથે તે ખૂબ આસક્ત થઈ ગઈ હતી. તેને કામ ખૂબ ગમતું હતું. ઊંચા પદનો લોભ હતો એ માટે તે બહુ કામ કરતી હતી પરંતુ પેલા શૂન્ય ઘરનો તેને ડર હતો. એ ઘરનો પેલો ઓરડો તેને માટે અસહ્ય થઈ પડ્યો હતો.

રાત્રે ઘેર આવતી ત્યારે આખું ઘર તેને જીવનહીન લાગતું. કોઈવાર તે સ્થિરદૃષ્ટિએ, શૂન્યચિત્તે ત્યાં પડેલા મેજ, ખુરશી કે પથારી તરફ જોઈ રહેતી. દરેકમાં જાણે કોઈ બેઠું હોય ને તેને ઈશારો કરી બોલાવતું હોય એવો ભાસ તેને થતો. આવી મૂક શાંતિ તેને ડારતી.

આ વેદનામાંથી છૂટવા તેણે સામાજિક કાર્ય આદર્યું. નજીકનાં ગરીબોનાં ઝુંપડાંમાં તેણે સ્ત્રીઓને શિક્ષણ આપવા તથા શીવણ શિખવાડવા જવાનું શરૂ કર્યું.

શાળાના તેના સાથીદારો તેની આવી અથાક શક્તિની, આવી સેવાની મુક્તકંઠે પ્રશંસા કરવા લાગ્યા.

પરંતુ જેમ જેમ કામમાં તે વધુ સમય ગાળતી ગઈ તેમ તેમ તેને જીવનની શૂન્યતા વધુ ડરાવવા લાગી. તેને લાગ્યું કે તેના જીવનમાંનો એક ખૂણો એવી રીતે શૂન્ય પડ્યો છે કે ગમે તેવી પ્રવૃત્તિઓથી તે ભરી શકાય તેમ નથી. તેના ઓરડાની ચીજોના અવાજ વધુ ઉગ્ર અને તીવ્ર બન્યે જતા હતા. જ્યારે જ્યારે તે ત્યાં પગ મુકતી ત્યારે ત્યારે હૃદયના અગોચર સૂરોથી સમસ્ત ઓરડો ભરાઈ જતો. પ્રત્યેક ચિજ તેને ઈશારા કરી બોલાવતી હતી. તે આંખે હાથ દઇ અંદરના ભાગમાં તે દોડી જતી.

રજાના દિવસે નિશાળની છોકરીઓ ઘેર આવતી. દરેક જણુ પોતાના સુખદુઃખની વાત તેને કરતું. માત્ર તેને મનસંતાપની વાતો કરવા સારૂ કે હૃદયમાં ઉછળતો શોકસાગર ઠાલવવા સારુ કોઇ નહોતું. આ મનસંતાપ વિષે તેને સઝ પડતી નહિ. મગજ ઉપર આ વસ્તુ બોજારૂપ ન થાય તે માટે તે તેનો વિચાર મગજમાંથી કાઢી નાખવા તે પ્રયત્ન કરતી. તે કોને ફરિયાદ કરવા જઈ શકે? શું સાથીદારોને કહે? તો તો એ લોકો દિંગ થઈ જ જાય કે તેના જેવી મજબૂત મનની સ્ત્રીને આવા વ્યર્થ સંતાપ હોઇ શકે ખરા? ઓરડીમાં રહેતી પેલી ચિજો તો મારે હેરાન કરે છે તેવું કહે તો એ લોકો એમજ કહે કે દાક્તરની સલાહ લો, માનસિક વળગાડ હશે.

એ વેદના કોણુ સમજી શકે? કોની પાસે મૂકી પણુ શકે?

એ નિશાળનું કામ પણુ સખ્ત હતું. રાત્રીશાળામાં પણુ સંખ્યા વધી હોવાથી વધારે વખત બેસવાનું થતું. રાત્રે થાકીને

લોથપોથ થઈને તે આવતી ને તુરત ખાટલા ઉપર પડતી. નિદ્રા-માંથી સ્વપ્ના ચાલી ગયાં હતાં:ને તે ઘસઘસાટ ઊંઘતી. સવારે મોડી ઉઠતી ને ઝટપટ પરવારી નિશાળે ચાલી જતી. પણ નિશાળનું તથા સામાજિક સેવાનું કાર્ય જેમ જેમ વધારે સખ્ત ચાલ્યું તેમ તેમ તેને એકલતા વધારે સતાવવા લાગી.

એક દિવસે દાદરો ચઢતાં બિલાડીનું એક માંદલું બચ્ચું તેના પગ સાથે અથડાયું. બચ્ચાના ધોળા વાળમાં કાળાં ટપકાં ટપકાં ગૂંથાઇ ગયાં હતાં. બચ્ચાને લઈને તે ઉપર આવી ને પોતાની વાડકીમાંથી દૂધ પીવડાવ્યું. થોડાકજ દિવસમાં બચ્ચું તેની સાથે ખૂબ હળી ગયું. તેનું શરીર પણ હૃષ્ટપુષ્ટ થયું હતું. એ દિવસથી સવિતાને લાગવા માંડયું કે ઓરડીની પેલી ચીજો હવે બોલતી બંધ થઈ ગઈ છે. હવે તે જ્યારે ઘેર આવતી ત્યારે તેના પગમાં વધુ સ્ફુર્તિ જણાતી. વધુ વેગ જણાતો. કારણ કે તેની સંભાળની રાહ જોતું એક જીવંત પ્રાણી તેના જીવનમાં આવ્યું હતું.

દાદરા ઉપર તેનાં પગનો અવાજ થતો ને પેલું બચ્ચું કમાડની બાજુમાં છૂપાઇ જતું ને જેવી તે અંદર પગ મૂકતી કે કે આવીને કૂદાકૂદ કરતું. સવિતા તેને હાથમાં લઇને ફરે ત્યારે જ તેને જંપ વળતો. ખાતી વખતે બન્ને સાથે ભાણામાં બેસી જમતાં. સૂતાં પણ બન્ને સાથે જ. બચ્ચાંની સુવાળી હુંફ તેને નવી શક્તિ આવતી, જીવનના ખૂણામાં હવે નવો પ્રકાશ રમતો હતો.

આવું શુદ્ધ સુંદર હૃદય તેણે અત્યાર સુધી જોયું નહોતું. જીવનમાં કદીય ન અનુભવેલો સમરસ તેણે આ પ્રાણી સાથે અનુભવવા માંડયો.

પુરુષો તરફ તેને તિરસ્કાર હતો જ. તે તેમનાથી ભડકતી.

રસ્તે જતાં તેને એમ સદાય લાગતું કે કોઈક માણસ તેની પછવાડે આવી રહ્યો છે. મોટરમાં જતી તો સાથે બેસનાર જાણીબુઝીને નજીક બેસવાનો પ્રયત્ન કરતો હોય એમ તેને થતું. સતૃષ્ણ દૃષ્ટિએ પુરુષોની આંખ તેના સુંદર ચહેરા તથા ઘાટીલા શરીર ઉપર રમી રહેતી હોવાનો વહેમ તેને સદાય રહેતો. આ પ્રકારના પુરુષ. સ્વભાવથી તેને ઘૃણા છૂટતી.

તેને થતું કે આ પુરુષોને તેના શરીર–સૌન્દર્યની જ પડી હતી, તેના આત્માની કે હૃદયની કોઈ ને રજ જેટલી પણ પરવા નહોતી. તેના ગુણ વિષે, તેના હૃદય વિષે, તેના વ્યક્તિત્વ વિષે કોઇને પણ શી પડી હતી ? તેમને તો માત્ર એક જ વસ્તુની ભૂખ હતી. તેનું...

કોઈ પુરુષ તેની પાસે હૃદય લઇને હજુ સુધી આવ્યો નહોતો. તેના હૃદયમાં અગન હોય ત્યારે તેને ઠારનાર, આનંદ હોય ત્યારે સમરસ થનાર એવું કોઈ પુરુષહૃદય તેણે જોયું નહોતું.

આ બધા પુરુષો કરતાં પેલું બચ્ચું કેવું ઉદાર વિશાળહૃદયી હતું ! બચ્ચાથી તેના હૃદયને શાંતિ મળી હતી, સમભાવ મળ્યો હતો. જે જૂજ ભાવ એ બચ્ચા પાસે હતો તે બધો ય તેણે સવિતા માટે જ ખર્ચ્યો હતો. સવિતા વગર તેના જીવનમાં અન્ય કોઇ નહોતું તેવી પ્રતીતિ તેણે દરેક ક્ષણે સવિતાને કરાવી હતી.

આવું નિઃસ્વાર્થ સભર હૈયું પુરુષોમાં કોઈ દિવસ જણાય ખરું ?

એટલે જ તેને પુરુષો તરફ સખ્ત તિરસ્કાર હતો. પણ પુરુષોને તેના તરફ તિરસ્કાર નહોતો. સવિતાને પોતાના આકર્ષક દેહ સૌંદર્ય ઉપર ચીઢ ચઢતી. પુરુષોને શરીર તરફ આકર્ષનાર આવા સૌંદર્ય ઉપર લાંછન લગાડવાના બાલ્ય પ્રયત્નો તે કરતી. કોઈ પણ વાર

તે કાળાં સિવાય વસ્ત્રો પહેરતી નહોતી. એ વસ્ત્રો પણ સફાઇદાર છે તેવો આભાસ થવા દેતી નહોતી. વાળમાં ધુપેલ નાખતી પરન્તુ તેમાં કશી સુગંધ ન નાખતી. છતાં દેહનું આકર્ષણ ઘટતું નહોતું, વધતું હતું.

એ જ કારણે તે બજાર તરફ ખાસ જતી નહિ. ખાસ કામ સિવાય તે નિશાળ, ઘર ને રાત્રિશાળા છોડી ક્યાંય ન જતી. નિશાળના પુરુષ શિક્ષકો તેની સાથે વાત પાડવા કોશિશ કરતા. તે ટૂંકો મુદ્દાસર જવાબ આપી પોતાના કામમાં મગ્ન થઈ રહેતી.

વિનોદે તેનું ધ્યાન ખેંચ્યું કારણ કે વિનોદ બીજા જેવો નહોતો. વિનોદ તેની જ શાળામાં નવો આવેલો આસી. હેડમાસ્તર હતો. રીતભાતમાં વિનયી, સ્વભાવે માયાળુ હતો. વસ્ત્રો બધાનાં જેવાં સાદાં જ પહેરતો, તેનું વય પાંત્રીસ વર્ષનું હતું.

સવિતા સાથે વાત કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તો તે શરમાઇ જતો ને નીચું જોઈને વાત કરતો. બીજાની માફક તેના મોં સામે ટીકી ટીકીને જોવામાં તેને શરમ આવતી.

તેના અવાજમાં એક જાતની રમ્યતા હતી. તે કોઈ દિવસ ઊંચા સાદે બીજાને બોલાવતો નહિ. કોઇકની ભૂલ જણાય તો તે સમજાવીને તેની પાસે કબુલ કરાવતો. આવ્યા પછી થોડાક જ વખતમાં અન્ય શિક્ષકો તથા શિષ્યોનો ચાહ તેણે સંપાદન કરી લીધો હતો.

સવિતાએ તેને કદીએ અન્ય શિક્ષિકાઓ તરફ દ્રષ્ટિ ફેંકતા જોયો નહોતો. એક દિવસ તે બન્ને સાથે ઑફિસમાંથી ઘેર જવાને નીકળ્યા. પહેલી જ વાર સવિતાને તેનાં જીવન વિષે, તેની પ્રવૃત્તિઓ વિષે વિનોદે પૂછ્યું.

સવિતાનું હૃદય હાલી ઊઠ્યું, પહેલી જ વાર એવો એક

પુરુષ તેને મળ્યો હતો જે સ્ત્રીને એક જનાવરની માફક તપાસવાને બદલે એક માનવ તરીકે સમભાવથી જોતો હતો. વિનોદ પણ પોતાના જ જેવો હતો. ઘરમાં એકલો પોતાની વૃદ્ધ મા સાથે રહેતો હતો. તેને કોઈ મિત્ર નહોતો. તે ભાગ્યે જ ઘર છોડી બીજે જતો. તેની સાથેની વાતોમાંથી સવિતાને આની ખબર પડી.

"હું કામમાંથી પરવારી ઘરે જાઉં છું ત્યારે એટલો થાકી જાઉં છું, કે બા મારે સારું ખાવાનું તૈયાર કરે એટલી વારમાં તો ઊંઘી જાઉં છું," વિનોદે કહ્યું.

બીજે દિવસે બન્ને ઑફિસમાં મળ્યા. એ મિલનમાં કાંઈક હેતુ રહેલો બન્નેને જણાયો. સવિતા બપોરની રજામાં ટેબલ પાસે ચોપડી લઇને બેઠી હતી તે વખતે અચાનક તેનું ધ્યાન ઊંચું જતાં તેની દૃષ્ટિ વિનોદની સાથે અથડાઈ. દૃષ્ટિ કિરણ અથડાયાં ન અથડાયાં ને બન્નેએ પોતાની આંખ ઢાળી દીધી. પરન્તુ એ ક્ષણથી તે તેનો અવાજ સાંભળતી કે તુરતજ તેને ક્ષણવાર નિરખવાની બળવત્તર ઇચ્છા હૃદયમાં જાગી ઊઠતી.

સામાન્ય મુલાકાત ને વાર્તાલાપ ઉપરાંત અદૃષ્ટ એવો ઊંડો સંબંધ બન્ને વચ્ચે બંધાવા લાગ્યો. બન્ને મળતાં હોય ત્યારે વર્ષો જૂનાં ગાઢ મિત્ર હોય તેમ નિખાલસતાથી વાતો કરતાં; પણ છૂટા પડતી વખતે જે દૃષ્ટિની અદલાબદલી થતી તે વિશિષ્ટ, તદ્દન જુદી હતી. બન્નેની આંખમાંથી ઉરભાવને લઇ વહી જતી એ દૃષ્ટિમાં એક બીજાને કાયમી મિલનનું આમંત્રણ હતું.

વિનોદ ઘેર ખૂબ થાકીને જાય છે ને તુરત ઊંઘવા માંડે છે એ વિચારે સવિતાના હૃદયમાં દુઃખ થવા માંડ્યું. તેની માતાની જગ્યાએ એ હોત તો અનન્ય પ્રેમભાવથી તેના પગ દાબત, તેની

સંભાળ લઈ તેને આનંદી બનાવત એમ તેને થયા કરતું. પહેલાં પોતાને કોઈ એવી રીતે સંભાળ લઈ સુખી કરે તેવાં સ્વપ્નાં તેણે સેવ્યાં હતાં. હવે તેના હૃદયની ઊંડી કંદરામાંથી સ્નેહનાં અમિ-ઝરણુ કોઈપણ સૂકી ધરાને ભીંજવવા અસ્ખલિત ધારે વહેતાં હતાં.

એક વખત વિનોદ લાગલાગટ ત્રણ દિવસ સુધી શાળાએ ન આવી શક્યો. એ ત્રણે દિવસોમાં સવિતાને વર્ગો કાળ જેવા લાગ્યા. એકાદ બે જાણુ ઉપર થોડી ચીડાઈ પણ ખરી. તેના મગજમાં ચિત્રવિચિત્ર ખ્યાલ ઊભા થયા. શું થયું હશે? માંદો થયો હશે? અકસ્માત થયો હશે? આવી ગમે તેવી સ્થિતિમાં તે પડયો હોય ને પોતે તેની સહુથી નિકટ આવેલી વ્યકિત કશું પણ કરવા અસમર્થ: જીવનનો એ કેવો કરુણ વિરોધાભાસ! ઘરનું સરનામું મેળવવા તેણે પ્રયાસ કર્યો ને આખરે એ તો માત્ર તબિયત ઠીક નહોતી એવી ખબર મળી ત્યારે જ થોડી ઘણી શાંતિ તે મેળવી શકી.

એ ત્રણે દિવસ દરમ્યાન તેને સ્પષ્ટ લાગ્યું કે આ માણસે તેના ઉપર પ્રભુત્વ મેળવ્યું છે. તે માત્ર મિત્ર નહોતો. પરંતુ તેના જીવનમાંથી શૂન્યતા કાઢનાર, નવો રસ જગાડનાર, પોતાના જ જીવનના એક ભાગ રૂપે હૃદયના એક ધબકારરૂપ હતો.

બિલાડીના બચ્ચા તરફની તેની વલણુમાં હવે ફેરફાર થવા માંડયો. પહેલાં કરતાં હવે તે તેના તરફ બેદરકાર બની હતી. બચ્ચું બિચારૂં હિજરાતું હોય તેમ પથારીના પાયા પાસે સૂઇ રહેતું. તે કોઇકે વાર ગેલ કરવા જતું પરંતુ હવે સવિતા તેને આનંદથી લઈને રમાડતી કે કૂદાવતી નહિ.

કોઇકવાર સવિતા ચીડાઇને તેને દૂર પણ હડસેલી દેતી.

કાન ઢાળીને દયા યાચતી હોય તેવી આંખો કરીને તે પાછું પોતાની જગ્યાએ ચાલ્યું જતું. છેલ્લા ત્રણ દિવસમાં આવું વારંવાર બન્યું.

ત્રણ દિવસ પછી વિનોદ જ્યારે ઓફિસમાં આવ્યો ત્યારે "કેમ છો" એવું સવિતાએ જે પૂછ્યું તેમાં તેની આતુરતા ને વ્યાકુળતા સ્પષ્ટ તરી આવી. વિનોદનો ચહેરો ફિક્કો પડી ગયો હતો.

એ ફિક્કા ચહેરા ઉપર સવિતાના પ્રશ્નમાં છૂપાઇ રહેલી આતુરતાથી જરાક લાલી છવાઇ ગઇ. તેણે તુરત તો કશો ઉત્તર ન આપ્યો.

એ મૌનમાં બન્ને જણાએ હૃદયનો તરંગઆંદોલિત સાગર નિઃસીમ વિસ્તરતો નિહાળ્યો.

વિનોદને પોતાની મૃત પત્ની સિવાય સ્ત્રીઓનો કશો અનુભવ નહતો. સ્ત્રીઓની આંખમાં કોમળ કે કાયર ન દેખાવું જોઈએ એ અનુભવ ઉપરથી જાણતો હતો. તેની ગત પત્ની તેની આવી કોમળતા ને શૂન્યમનસ્કતા માટે ઠપકો આપતી. લોકોની વચ્ચે થઈને રસ્તો કાઢતાં તે અચકાતો. એકલાં કાંઇ કામ કરવાનું હોય તો તે આનાકાની કરતો. રાત્રીના સમયે પાડોશીઓ સાથે કે નોકર સાથે કાંઇ તકરાર થાય તો તેની પત્ની હિંમતપૂર્વક બોલતી પણ તે એક શબ્દેય ન બોલતો. તેને આમ શાંત રહેલો જોઈ તે ચીડાતી ને કહેતીઃ " તમે તે મરદ છો કે કોણ ? "

તેના મૃત્યુ પછી વિનોદે શાંતિ અનુભવી કારણ કે તેને આવી રીતે તુચ્છકારી કાઢનાર હવે કોઈ નહોતું.

" તું તો સાવ નમાલો છે." એવું કોઇ તેને કહે તો તેને તુરત જ લાગી જતું. એવું કોઈ કહે એ કારણસર પણ તેને

કોઈની સાથે મિત્રતા બાંધવી ગમતી નહિ.

ત્યાં અચાનક તેના જીવનમાં સવિતાએ પ્રવેશ કર્યો. સવિતાને તેનામાં શક્તિ કે વીરતા નહોતાં જોઇતાં પરન્તુ બીજા લોકો જેને માટે તેને તિરસ્કારતા હતા તે લલિત હૃદયવેગ જોઈતો હતો. દમામ કરતાં તેના આત્માની સવિતાને મન વધુ કિંમત હતી.

તે સવિતા સાથે હોય ત્યારે અપૂર્વ આત્મવિશ્વાસ અનુભવતો. નવા આંતરિક આનંદના ઉત્પાતે તેનામાં કાર્યવેગ આવ્યો હતો ને એ ઉત્પાત પાછળનું પ્રેરણાહૃદય સવિતા સિવાય બીજા કોનું હોઈ શકે ? સવિતાને મળ્યા પછી તે ઘેર આવતો ત્યારે પહેલાંની માફક તેને થાકથી સૂઈ જવાનું મન નહોતું થતું. પરન્તુ આંખો મીંચી સુંદર સ્વપ્નાવસ્થામાં ચાલ્યો ગયો હોય તેમ ઊંડા આનંદની લાગણીઓ અનુભવતો તે પડી રહેતો.

પહેલાં તો કોઇપણ કામ માટે ગતપત્ની તરફથી તિરસ્કારના ઉદ્‌ગાર જ સાંભળવાના મળતા. તે કારણે તે ભાગ્યે જ હસી શકતો, ને તેથી તેની પત્ની તેને વધુ સંભળાવતી. પોતે જ દોષિત છે, પોતાનામાં જ કશી શક્તિ નથી તેવી પ્રતીતિએ તેને શૂનમૂન અને નિરાશ બનાવ્યો હતો.

હવે જ્યારે તેના કાર્ય તરફ સમભાવથી જોનાર કોઈક તેને મળ્યું ત્યારે એ શૂન્યતા નીચે છૂપાયેલ આનંદ અને પ્રફુલ્લતા બહાર નીકળી આવ્યાં. પ્રથમ કદી ન અનુભવેલી શક્તિનો સંચાર પોતામાં થતો તેણે જોયો.

તેણે પોતાના શરીર તરફ નજર ફેંકી. શરીરના સ્નાયુઓ શિથિલ પડતા જતા હતા. ચામડી કોમળ હતી પરન્તુ લબડતી જતી હતી. પેટની ફાંદ વધતી હતી. એ દિવસથી તેણે કસરત

શરુ કરવા માંડી. રોજ સવારે ઊઠી તેણે દોડ તથા દંડબેઠક શરુ કરી દીધાં.

બન્ને એક બીજાની એટલાં નિકટ આવી ગયાં હતાં, એક બીજામાં એટલાં તન્મય થઇ ગયાં હતાં કે એક બીજા તરફ પ્રેમ છે તે વાત કબુલ કરતાં હવે અચકાતાં પણ નહિ. સવિતાને પુરુષ તરફ જે તિરસ્કાર હતો, પુરુષ સાથેના નામ માત્રના સંબંધની સૂગ હતી, તેને બદલે એક પુરુષ સાથે પોતાને સંબંધ છે તે વિચારે તેનું હયું સભર બનતું.

એક દિવસ સાંજે શાળાએથી છૂટીને ઘેર જતાં તેણે વિનોદને કહી દીધું કે જીવનનો સૌથી સુખી દિવસ તો બન્ને એકાંતમાં એકલાં જ્યારે મળશે તે હશે.

બંનેએ એ દિવસના સ્વપ્ન સેવવાં માંડયાં.

સવિતાનો જન્મદિવસ એ માટે બન્નેએ નક્કી કર્યો. એ દિવસે સવિતાને ત્યાં સાંજે વિનોદે જવું ને રાત ગાળવી એમ નક્કી થયું.

એ સુખદ ક્ષણ માટે પંદર દિવસ બાકી હતા. એ દિવસોમાં વિનોદને માથે ઘણું કામ આવી પડ્યું. પેપરો તપાસવાનાં હતાં, ઓફિસના રજીસ્ટરો તૈયાર કરવાનાં હતાં. તે રાત્રે મોડો પરવારતો છતાં ય તેની રાત સ્વપ્નવિહીન આનંદમાં ચાલી જતી.

એ મિલનરાત જેમ જેમ નજીક આવતી જતી હતી તેમ તેમ તેને એક જાતની મૂંઝવણ થવા માંડી. એ મૂંઝવણમાં ઓફિસમાંના સ્ટાફની ટીકાથી વધારો થવા લાગ્યો. એ સુભાગી ક્ષણને ચાર પાંચ દિવસ બાકી હતા તે વખતે એક શિક્ષકે ટીકા કરી: “ જોઈ આ સવિતા ! કોઈને નજીક આવવા દેતી નથી છતાં શરીરમાં કેટલું આકર્ષણ વધ્યું છે!”

બીજાએ જવાબ આપ્યો: "સ્ત્રીઓને પુરુષાતન ગમે છે પુરુષોની તાકાત ગમે છે."

વિનોદ ચમકયો ને જરાક અસ્વસ્થ બન્યો. સવિતા એવી સ્ત્રી હતી? તેણે પોતાના શરીર તરફ નજર નાંખી. તેના શરીરનો બાંધો પહેલા કરતાં વધારે દેખાવડો—વધારે સુદૃઢ બન્યો હતો. શરીરમાં સ્ફૂર્તિ જણાતી હતી. સવિતા સામાન્ય સ્ત્રીની જેમ-પોતાની મૃત પત્નીની જેમ—તેના કૌવતની ભોક્તા હોય તોપણ હવે વાંધો નહોતો.

છતાંય તેણે તે દિવસથી વધારે કસરત શરુ કરવા માંડી.

એ દિવસ આવી પહોંચ્યો. વિનોદ સારાં કપડાં પહેરીને શાળાએ આવ્યો. સવિતા નહોતી આવવાની, તે ઘર શણગારમાં રોકાઇ હતી. શાળાએથી છૂટીને સીધા તેને ઘેર વિનોદે જવાનું હતું.

વિનોદે સવિતાને ભેટ આપવા પોતાના નામની 'V' અક્ષરવાળી એક વીંટી તૈયાર કરાવી હતી. એ વીંટી પણ તે સાથેજ લઇને આવ્યો હતો. વીંટીની ચમક સહુએ વખાણી.

એ દિવસ વર્ગમાં તેને સૌથી લાંબો લાગ્યો. વર્ગના પીરિયડ જલ્દી પૂરા થતા નહોતા. કદાચ ઘંટ વગાડનાર ભૈયાની આંખ મળી ગઈ હશે, કદાચ ઘડીઆળના યંત્રમાં કાંઇક બગાડ થવાને કારણે તે ધીમી ચાલતી હશે. તે વારે વારે પોતાના કાંડાની ઘડિયાળ તરફ નજર કરતો. વર્ગમાં છોકરાઓને સમજાવતો પણ તેને આજે જબરી મુશીબત નડવા માંડી. તે પોતાનું ધ્યાન કેંદ્રિત કરી શકતો નહોતો. ત્રીજે પીરિયડ તો એ લેવા ગયો જ નહિ.

પરંતુ સાંજ જેમ જેમ નજીક આવતી ગઇ તેમ તેમ તેની મૂંઝવણ વધવા લાગી. સવિતા શું કહેશે? શું કરશે? કેવી જાતના વર્તનથી તે રીઝશે? યોગ્ય અનુરૂપ વર્તન નહિ હોય તો તિરસ્કારી

તો નહિ કાઢે ને? ઘડીભર તો તેને એમ થઈ ગયું કે સવિતાને કહેવરાવી દઉં કે આજે તબિયત ઠીક નહિ હોવાથી નહિ આવું પણ લખવાની હિંમત ન ચાલી.

સવિતા આજે સુંદર બની હતી. તેણે ભૂરો સાલ્લો પહેલીજ વાર પહેર્યો હતો. ધોળા કબજા ઉપર પીળું રેશમી જાકીટ શોભતું હતું. માથાની છૂટી સેરમાં ગુલાબ ગૂંથેલાં હતાં.

બારી ઉપર મોરના પડદા ટીંગાડેલા હતા. વચ્ચેના ટેબલ ઉપર આઠ જ્યોતવાળી દીવી હતી. તેની આસપાસ અગરબત્તીઓ હતી. સુગંધથી આખો ઓરડો ભરેલો હતો.

'આખરે આપણે એકલાં છીએ નહિ?' સવિતાએ પૂછ્યું. તેની આંખમાં આનંદ નાચતો હતો. તેના બન્ને હાથ તેણે વિનોદના હાથમાં મૂકયા. તેની આંખોમાં રમતા ખળભળતા આનંદ તરંગો વિનોદે જોયા.

સવિતાએ પોતાનું મોં વિનોદના ખભા ઉપર ઢાળી દીધું. વિનોદે તેના કપોલ ઉપર મૃદુ ચૂમી લીધી.

બન્ને જણા નજીક ઢાળેલા ખાટલા ઉપર જઈને બેઠા. સવિતા વિનોદના ખોળામાં સૂઈ ગઈ. વિનોદ તેના માથા ઉપર ધીમો ધીમો હાથ ફેરવતો હતો. અનિલની મંદ લહરીના મૃદુ કોમળ સ્પર્શ જેવો એ સુખદ સ્પર્શ!

સવિતાનું હૈયું આજે નાચી ઊઠયું, અનિલના સ્પર્શે ગુલાબની પાંખડીઓ નાચી ઊઠે તેમ. રાતના દશ વાગ્યા સુધી બન્ને જણાં બેસી રહ્યાં. હૃદયના ભાવ વહન કરવાને અસમર્થ એવા શબ્દોને ત્યાં સ્થાન નહોતું.

દશ વાગે બન્ને ઊઠયાં. એક જ થાળીમાંથી બન્ને જમ્યાં.

બધી ય વાનગી સવિતાએ હાથે કરી હતી ને તે સર્વમાં તેના ઉરની સૌરભ હતી.

વિનોદે પોતે અનુભવેલી મૂંઝવણની વાત કહી. છેલ્લા પંદર દિવસોમાં કઇકઇ જાતના વિચારો આવ્યા હતા તે બધું ય કહ્યું.

સવિતાએ પેલું બચ્ચું બતાવ્યું "મારી એકલતામાં તેના તરફથી જે આશ્વાસન, જે સમભાવ સાંપડયા છે, તે બીજા કોઇના તરફથી નહિ આવ્યા હોય" એવું વાકય ઉચ્ચારી તેણે બચ્ચા ઉપર હાથ ફેરવ્યો; બચ્ચાએ લાંબે સમયે પેલી ભૂલાઈ ગયેલી હૂંફ અનુભવી.

બચ્ચું તેની ગોદમાંથી નીચે ઉતરી ગયું, ને વિનોદના બૂટને દૂર ખસેડવા લાગ્યું.

"તેનું સ્થાન મેં પચાવી પાડયું તેથી રોષ દર્શાવતું લાગે છે!" વિનોદ હસ્યો.

"બિચ્ચારું!" સવિતા પણ હસી.

બન્ને જણ વળી પથારીમાં આવી બેઠાં. વિનોદે સવિતાના શરીરનો રોમાંચક ઉષ્ણ સ્પર્શ અનુભવ્યો. તેના હૃદયમાં વેગથી ધબકારા થતા હતા.

એ ધબકારાનું પ્રતિબિંબ પાડતી હોય તેવી આંખે તેણે સવિતા તરફ જોયું. એ દૃષ્ટિમાં સવિતાને પોતાના અંગ સાથે લપેટી દેવાની ઉગ્ર ઈચ્છા હતી. સવિતાએ શરમથી આંખો બંધ કરી દીધી. તેણે સવિતાના કપોલ ઉપર ઉષ્ણ ચુંબન કર્યું. સવિતા અસ્વસ્થ થઈ ઊઠી.

વિનોદે સવિતાને પોતાની પાસે ખેંચી.

"ના, મહેરબાની કરીને નહિ." તેણે વિનોદના હાથમાંથી છૂટવા પ્રયત્ન કર્યો. જે શરીરસંબંધના વિચારે તે બીજાથી દૂર

ભાગતી હતી, અન્યમાં રહેલ જે વિકાર–વાસનાને કારણે એ તેમને તિરસ્કારતી હતી, તે સહુ આ પુરુષમાં પણ ભર્યા હતા! એ ખ્યાલે ધ્રૂજી ઊઠી.

"પરંતુ વાંધો શું છે? આપણે થોડાક વખતમાં લગ્ન કરીશું. પછી શું છે?"

સવિતા પાસે એ દલીલનો જવાબ નહોતો. એ તો તેના વિચારે જ કંપી ઊઠી હતી. તેને તો આંતરિક લાગણીઓની પ્રફુલ્લતા કરમાવી દેવી નહોતી. હૃદયે ભોગવેલ વસંતની તાજગી ઉપર શરદના હિમ નહોતાં વેરવાં. આ પુરૂષ એવા હિમ લઈને નહોતો આવ્યો શું?

વિનોદની બાથમાંથી તે દૂર ખસી ગઈ.

"તમે સૂઈ જાવ! હું બધું સાફ કરી નાખું."

વિનોદ આભો બની ગયો. હૃદયમાં જ્યારે વૃત્તિના પ્રબળ આંદોલનો થતાં હતાં, શરીર જ્યારે રમ્ય ઉષ્ણતા અનુભવતું હતું ત્યારે આ સ્ત્રી તેના ઉપર શીત વેરતી હતી. નિરસ એવા ઘરકામને વચ્ચે નાખી એ રમ્ય ઉષ્ણતાને તે ઠારી દેવા માગતી હતી. આવી સ્ત્રી! ગહન ને અગમ્ય એવી આ સ્ત્રીને શું જોઈતું હતું?

તે પથારીમાં પડ્યો. થોડી થોડી વારે તેની દૃષ્ટિ રસોડા તરફ જતી. હમણાં સવિતા આવશે. મારા માથા ઉપર હાથ મૂકી મારું શરીર પંપાળશે, ને પછી તેને હું છોડીશ જ નહિ. રસોડામાંથી સવિતા આવતી જણાતી જ નહિ.

તેનું માથું ઘેરાતું જતું હતું તેની આંખમાં નિંદ વસી ગઈ.

સવિતા આવી ત્યારે તેની આંખમાં આંસુ હતાં. અમિત થયેલા વિનોદના માથા ઉપર ધીમે રહીને હાથ મૂક્યો. વિનોદ થાકીને ઊંઘ

આવે ને પોતે તેની માતા જેટલી સંભાળથી તેના માથા ઉપર હાથ ફેરવી તેને સુવાડી દે, ઊંઘાડી દે, એ છેલ્લી ઇચ્છા તેણે પૂર્ણ કરી લીધી.

આખી રાત તે ત્યાં બેસી રહી. અત્યાર સુધી એકલ જીવન ગાળવાથી મળેલા લાભ માટે તેણે ઇશ્વરનો પાડ માન્યો. સ્ત્રી તરફ એક જ નજરથી જોતા પુરુષની પૌરૂષવૃતિથી તે એ જ કારણે દૂર રહી શકી હતી. આત્માના પ્રણય ફૂલ તેણે એવી રીતે કરમાવાં દીધાં. વિનોદ એ પ્રણયભાવ સમજી શકે તો? આવી કેટલીય સુંદર રાત બન્ને સાથે ગાળે ને એ ફૂલની સૌરભ સદા ય નવીન ને પ્રફુલ્લ રહે! બન્નેનાં હૃદય એ અભિન્નતા, એ એકતા અનુભવે! તેના દીપમાંથી પ્રગટતા તેજથી બન્નેનાં જીવન ઉજળાં બને...

એટલું જ, એટલું જ...... તેની આંખોમાં નિંદ આવી શકે તેમ નહોતું.

સાત વાગે વિનોદ ઊઠયો. કાંઈ ન સમજી શકયો હોય તેમ સફાળો પથારીમાં બેઠો થઈ ગયો.

એક ક્ષણમાં ગઈ રાતના બનાવો તેની આંખ આગળથી પસાર થઈ ગયા.

એક શબ્દ પણ બોલ્યા વગર તેણે પથારીમાંથી નીચે ઉતરી ને પોતાના જોડા પહેરી લીધા. સવિતા સ્તબ્ધ થઈ ગઇ. વિનોદ પાસે જવાની તેની હિંમત ચાલતી નહોતી. વિનોદના મુખ ઉપર શરમથી ઉપજેલા રોષના ભાવ હતા. પોતે તેને શીસામાં ઉતારી વિચિત્ર પરિસ્થિતિમાં મૂકી તેના તરફ હસતી હોય તેવી લાગણી તેને થઈ હોય તેમ તેના મુખ ઉપરથી સવિતાને લાગ્યું.

વિનોદ દરવાજા આગળ ગયો ત્યારે સવિતાએ બૂમ પાડી. પોતાનું મુખ એક ક્ષણ માટે તેણે ફેરવ્યું. અને તુરત સીડી ઉતરી ગયો.

તેના મગજમાં વિચારો ઝડપથી દોડતા હતા.

તે ફરીથી સવિતાને મળવાનો નહોતો. શાળામાં મળશે ત્યારે કશી ઓળખાણ ન હોય તેમ વર્તવાનો હતો. બન્ને વચ્ચેનો મેળ તૂટી ગયો હતો. તે સર્વ કોઈ જોઈ શકશે અને સહુ અંદર અંદર તેનાં કારણો શોધવા પ્રયત્ન કરશે.

સવિતામાં આકર્ષણ નહોતું, દૂર ભગાડી દે તેવો ભાવ હતો.

સવિતા અનિમેષ દૃષ્ટિએ દરવાજા પાસે ક્યાંય સુધી ઉભી રહી; ને પછી પથારી ઉપર પડી ધ્રૂસકે ધ્રૂસકે રડી. તેનું આખું શરીર ધ્રૂજતું હતું. તેના ગાલ લાલ થઈ ગયા હતા.

અચાનક તેણે કોઈનો સ્પર્શ અનુભવ્યો. કોઈક તેના કાન સાથે અથડાતું હતું.

બિલાડીનું બચ્ચું પથારી ઉપર ચઢી તેની પાસે, તેની છાતીમાં લપવા આવ્યું હતું.

સવિતાએ બચ્ચાને ઊંચકી છાતી સરસું ખૂબ વ્હાલથી ચાંપ્યું ને ચૂંમીઓથી તેના ફિક્કા થતા જતા શરીરને નવડાવી નાંખ્યું.

# કામ મળ્યું

વીરાજીને જ્યારે મિલમાં સાંચા ઉપર પચીસને બદલે પાંત્રીસ રૂપીઆ મળતા થયા ત્યારે તેને થયું કે હવે ઐરૂં કરવામાં કાંઈ વાંધો નથી. વાંધો તો એમ પહેલાંય નહોતો અને માબાપ જો જીવતાં હોત તો આજ સુધી આમ તે છડો રહ્યો હોત કે કેમ તેની પણ તેને શંકા હતી. પરન્તુ માબાપના મરી ગયા પછી તે ગામમાં ભાગ્યેજ જઈ શક્યો હતો. અને જ્યારે ગએલો ત્યારે લગ્નની ઇચ્છા પરોક્ષ રીતે પ્રદર્શિત કરવા છતાં ફળીઆવાળી ગંગાની માએ બહુ કોઠું આપ્યું નહોતું. 'શહેરમાં તો આવી કમાણી ન હોય તો મારી દીકરી રવડી પડે. પહેલાં કમાણી વધાર.' એમ જમનાએ તેની વાતના જવાબમાં કહેવડાવ્યું હતું. ત્યારથી વીરાજીએ બે મનસુબા કર્યા હતા. એક તો ગમે તેમ કરીને પગાર વધારો મેળવવો અને બીજું પરણવું તો ગંગાને જ. આવા અસ્સલ રજપૂતી નિર્ણયના પરિણામે તેણે આજના સુધારક યુવાન જેવી મનોવૃત્તિ કેળવી હતી કે ઘરમાં સારી આવક ન હોય તો લગ્ન ન કરવાં. એક વાર પગ ઉપર ઊભા રહેતા થઇ જવું પછીજ લગ્નસુખ માણવાની વાત કરવી.

ત્રણ વરસમાં તો તે પોતાનો નિર્ણય પાર પાડી શક્યો હતો. એ ગાળામાં તેણે ત્રણ ચાર મિલો બદલી કાઢી હતી. અને બે ચાર જોબરોને લાંચ આપીને સારો કમાઉ સાંચો મેળવી લીધો હતો.

જે દિવસથી પગાર વધારે ઉતરતો થયો તે દિવસથી તેની રહેવાની, કપડાં પહેરવાની, બોલવાની ઢબમાં ફેરફાર થવા માંડયો. બે રૂપીઆના ભાડાવાળી કોટડીમાંથી તે ચાર રૂપીઆવાળી

ઓરડીમાં ગયો. ઘરમાં વાસણુકુસણુ વધ્યાં. એક પાટલો આવ્યો. અને બીજો પાટલો તેણે ધ્યાનમાં રાખી મૂકયો. રજાના દહાડે પહેરવા સાટિન ડકનો કોટ અને બે ઘોડાની બોસ્કીનું રેશમી ખમીશ શીવડાવી લીધાં. છીંટનો ફસકલાસ સાફો પહેલાજ પગારે તેણે ખરીદયો; માથામાં નાખવા કામીનીઆ હેર ઓઇલિની સુશોભિત બાટલી પણ ઓરડીના હાટીઆમાં ગોઠવાઇ ગઈ. જાપાનિસ રંગીન રૂમાલમાં છાંટવા બે આનાની અત્તરની નાની શીશી સુધ્ધાં તે લઈ આવ્યો હતો.

રજાના દિવસે, કોઈ રજપૂતી રાજકુંવરની માફક તે પોતાને ગામ આવ્યો. અને ફળીઆમાંથી ગંગા તથા જમના જોઈ શકે તે રીતે ખુંખારો ખાતો હાથમાંની સોટી ચમચમાવતો ચાલતો ચાલતો તે નીકળ્યો. અને તેનો બીજો મનસુબો પણ પાર પડી ગયો. જમનાએ જાતેજ કહેવડાવ્યું કે ગંગાના લગ્ન કરવામાં કાંઈ વાંધો નથી. એજ દિવસે મૂહુર્ત જોવડાવી લગ્નનો દિવસ નક્કી કરી તે પાછો ફર્યો. બીજે દિવસે જ્યારે સાંચા ઉપર સાથે કામ કરતા જેઠાએ પૂછયું: " કાં ઠાકોર ! આમ બહુ મલકાવ છો શું ? ઠકરાણાં લાવવાના કે શું ?" એ પ્રશ્નનો ઉત્તર તેણે એક મંદ સ્મિત કરીને જ આપ્યો. એ સ્મિતમાં પ્રાચીન નૃપતિનું ગૌરવ જાગૃત થતું જેઠાને લાગ્યું કે નહિ તે તો કોણુ જાણે પણ વીરાજીને તો લાગ્યું કે એ પોતે કોઈ નાનો સૂનો અલફાઊ બજારુ માણસ નથી.

લગ્ન લેવાઇ ગયાં. ગંગાને તે સાથે જ લઈને આવ્યો. મિલમાંથી વીરાજીએ આઠ દિવસની રજા લીધી. આજસુધી જેટલા પૈસા બચાવ્યા હતા તે તમામ પટામાં નાખી લીધા હતા. અને એ ઉપરાંત બીજા પચાસ રૂપીઆ ઉધાર લીધા હતા. આઠ દિવસ સુધી ગંગાને સાથમાં લઈ તે આખું અમદાવાદ રખડયો. નાટક સિનેમા તો લગભગ રોજનાં હતાં. અમદાવાદના રોજાઓ

અને મંદિરો જોવા બન્ને જણાં રોજ જતાં. ગંગા માટે તેણે બનારસી ઘાટનો સાળુ ખરીદ્યો હતો—રેશમી કબ્જો અને ટીપકી વાળો કસુંબલ ઘાઘરો કરાવ્યો હતો. ગંગાનું ઘાટીલું, ગૌર અંગ આ કપડાંમાં ઓર દીપી ઊઠતું. કોડીલાં દંપતી બન્ને વટભેર ગાડીમાં રોજ નીકળતા ત્યારે પડોશીઓ તેમની રંગલીલા, જોવા બહાર ડોકાતા અને ટીકા કરતાઃ મારો બેટો શું લહેર ઉડાવે છે! એ ટીકાથી વીરાજીના દિલમાં આનંદ વધતો. ગંગાએ આવો ધણી મેળવવામાં પોતાની જાતને ધન્ય માની.

આઠ દિવસ પછી વીરાજીને કામ ઉપર જવું વસમું લાગ્યું. તેને થયું કે હવે એક દિવસ ઘરે વધારે રહી લઉં પણ ગંગાએ તેને કામ ઉપર જવા આગ્રહ કર્યો. કામ ઉપર આખો દિવસ તેનું ચિત્ત ચોંટયું નહિ—ખાતાના મજૂરોએ તેને જાત જાતના સવાલ પૂછ્યા. કોઈએ ચા બીડી માગ્યા; કોઈએ "પાર્ટી"ની માંગણી કરી. કોઈએ બૈરી વિશે પૂછ્યું પણ એ બધાનો જવાબ આપતા તેની જીભે લોચા વળતા હતા. તેનું મન તો તે ઘેર મૂકીને આવ્યો હતો. "હાક્કાર! આમ બૈરામાં ચિત્ત રાખીને ફર્યા કરશો અને કામમાં બરોબર ધ્યાન નહિ રાખો તો સાંચો જશે" એવું જ્યારે શાળના તૂટતા જતા તાર તરફ આંગળી ચીંધી માસ્તરે કહ્યું ત્યારેય વીરાજી કશું ન બોલ્યો. તેનું મન ગંગાને મળવા આકુળવ્યાકુળ થઈ ગયું હતું. સાંજે ઘેર આવ્યો અને ગંગાને ઓશરીમાં ખાટલા ઉપર બેઠેલી જોઈ ત્યારે તેના મુખ ઉપર ફરી હાસ્ય ફરક્યું અને આ આઠ દિવસ દરમ્યાન એ જેવો હતો તેવો લહેરી આનંદી બની ગયો. રાત્રે બન્ને સિનેમા જોવા ગયા અને મસ્તી કરતા પાછા આવ્યા.

ત્રણ દિવસ સુધી વીરાજીને કામ ઉપર જતાં કાળ જેવું લાગ્યું ને એ ત્રણે દિવસ સુધી તેના સાંચા ઉપર ખૂબ તાર તૂટયા. માસ્તર તેને રોજ ઠપકો આપતા પણ તેની જાણે કાંઈ અસર ન થતી હોય તેમ

બેધ્યાનપણે તે કામ કર્યે જતો. તારના વાણામાં ગંગાની છબી મૂર્તિમંત થતી તે એકી ટસે નિહાળી રહેતો. "ઠાકોર બૈરાં પાછળ ગાંડા થઈ ગયા છે" એવી ટીકા ય તેના ધ્યાન ઉપર ભાગ્યેજ આવતી.

પણ જેમ જેમ દિવસ જવા માંડયા તેમ તેમ તેમની અસ્વસ્થતા, વ્યાકુળતા ઘટવા માંડયા અને કામ તરફ પૂર્વવત્ ધ્યાન લાગવા માંડયું. એમ થવાનું બીજું પણ એક કારણ હતું. ગંગા રોજ ભાત લઈ નવ વાગે આવતી અને છેક બપોર સુધી બેસતી. બપોરની રજામાં બન્ને સાથે બેસીને ભાત ખાતાં ત્યારે ઘરનાં જેવોજ આનંદ કિલ્લોલ બન્ને કરતાં

ગંગા જેવી આવતી તેવું સહુનું ધ્યાન ખેંચાતું. ગંગાની કાજળ આંજેલી આંખમાં રમતી મદઘેલી મસ્તી સહુ કોઇને વ્યાકુળ કરવા પૂરતી હતી. તેના સુડોળ અવયવોમાં તસતસતી ચોળીમાંથી ઉપસતા સ્તન પ્રદેશ ઉપર સહુ કોઇની દૃષ્ટિ ઠરી જતી. ભાત લઈને જ્યારે ગંગા આવતી અને જમવા માટે રાખેલા પતરાંની છાંય નીચે બેસતી ત્યારે તેના તરફ એકાદ દૃષ્ટિ નાંખી લેવાનો લોભ સહુને થતો. કામના સમય દરમ્યાન બહાર જવાની બંધીનો ભંગ માસ્તર મુકાદમથી માંડી મજુરોય કરતા. પિશાબ પાણીની રજા પહેલાં કરતાં વધારે મંગાતી થઇ અને અપાતી પણ થઈ! સહુએ વીરાજીને આવી સરસ સ્ત્રી મેળવવા માટે બડભાગી માન્યો અને તેને અભિનંદન આપ્યાં.

ગંગાને આ ગમતું નહોતું. સહુની આ કુડી દૃષ્ટિ તરફ તેને ધિક્કાર છૂટતો. તેણે વીરાજીને કહી દીધું: હું હવે ભાત નહિ આપવા આવું. વીરાજીને ગંગાની દલીલમાં યથાર્થતા લાગી. થોડા દિવસ ગંગા આવતી બંધ થઈ ગઇ અને રજા દરમ્યાન વીરાજીએ ઘેર જમવા જવા માંડયું. ગંગાની ગેરહાજરી વિશે મિલમાંથી

ઘણાએ સવાલ પૂછ્યા પણ બધાને તેણે એકજ જવાબ આપ્યો "એમાં તમારે શું?" પરન્તુ ઘેર જમવા જવાનું રોજ રોજ પાલવતું નહોતું. ઘેર જઇને પાછા આવતાં સમય પૂરો થઈ જતો અને માસ્તરનો ઠપકો સાંભળવો પડતો "ઠાકોર આ નહિ ચાલે. બૈરીને ભાત આપવા અહીં બોલાવો. મજુરી કરવી અને મોજશોખ કરવા એ બન્ને એક સાથે ન નભે," બીજા દિવસથી પાછી ગંગા મિલમાં આવતી થઈ ગઈ. કોઈ ખોવાઈ ગયેલી વસ્તુ જડી હોય તેવો આનંદ સહુને થયો.

પણ લગ્ન જીવનના સુખનો આનંદ બહુ ટકયો નહિ. ગંગા અને વીરજીએ ઘડી રાખેલાં સ્વપ્નનાંઓ મિલઉદ્યોગમાં આવેલી મંદીથી વેરવિખેર થઈગયા. માલિકોએ મિલઉદ્યોગ નભાવવા માટે રેશનલાઈ-ઝેશનનો આશ્રય લીધો હતો. રેશનલાઇઝેશનાનુસાર મિલોમાં ડબલો દાખલ કરવામાં આવી. એક સાંચામાં જ્યાં બે મજુરો કામ કરતા હતા ત્યાં હવે એક જણને જ રહેવાનું હતું. આ ડબલમાં વીરાજીનો ભોગ અપાયો. તેની મિલમાંથી બીજી સો જણની સાથે તેને ય રજા આપવામાં આવી. રજા ન મળે તે માટે તેણે તનતોડ કોશિશ કરી. મુકાદમ, માસ્તરને બેચાર વાર ચાંપ્યા, પણ પૈસા લેવા છતાં ય તેનો જોગ ખવડાવવામાં કોઈ સફળ ન થયું. માસ્તરે ખભા ઊંચા ચઢાવી કહ્યું: "હું શું કરૂં ઠાકોર! દહાડા વસમા છે. મોટા માસ્તરની આંખ ઘણી કડક છે. જૂના કારીગરોને પહેલા રાખવાનો તેમનો સખ્ત હુકમ છે. થોડા દહાડા ખમી જાવ તો કાંઈ થાય."

એ થોડા દહાડા ગયા પણ કાંઈ વળ્યું નહિ. વીરાજી રોજ મિલે આંટા ખાતો પણ રોજ તેને જાકારો જ સાંભળવાનો મળતો. તેણે બીજી મિલોમાં તપાસ કરવા માંડી. પણ બીજે પણ તેના જેવા આંટા ખાનાર અનેક હતા. ખાલી ટાંપા ખાવા સિવાય બીજો કશો અર્થ નહોતો. તે જુદા જુદા જોબરો, માસ્તરોને

મળતો, કરગરતો પણ તેમાં તેનું કશું ન વળતું. બધા તેની ચા બીડી પી થોડા દિવસનો વાયદો આપી ટાંપું ખવડાવતા.

રખડીને તે ઘેર આવતો અને ગંગાને જોઈ તેને ખૂબ લાગી જતું. હવે કોઈ દિવસ સિનેમા, નાટક જોવા જવાનું કે બજારમાંથી પૂરી ભજીઆં મંગાવી આનંદથી આરોગવાનું બનતું નહિ. રોજ સાંજે કે રાત્રે બન્ને ઓસરીમાં બેસી રહેતા. બહુ બહુ તો વીરાજી મનદુઃખ ભૂલવા બજારે આંટો મારી આવતો કે ગંગા પડોશીને ઘેર બેસવા જતી. એ સિવાય બન્ને ઘેર જ રહેતા. રોજ એ ઘેર પાછો આવતો ત્યારે ગંગા પૂછતી "કામ મળ્યું?" અને તે ડોકું ધુણાવી ના કહી દેતો. પહેલાં પહેલાં તો એ સવાલ પૂછતાં જ ગંગાની આંખમાં ઉમળકા, ઉત્સાહ જણાતો પણ પછીથી તે ય ટેવાઈ ગઈ. એક મંત્રની માફક તે સવાલ પૂછતી અને જવાબ જાણતી જ હોય તેમ વીરાજીના મુખ સામું જોયા વગર જ પોતાનું કામ ચાલુ રાખતી.

ગંગાએ પણ કામ મેળવવા પ્રયત્ન કરવા માંડયો. મિલમાં તેને માટે કામ હતું જ નહિ પણ બીજે ય એકે સ્થળે નહોતું. કડિયા કામે તેના ફળિયાંથી કેટલીક સ્ત્રીઓ જતી હતી. તેમની સાથે તે ગઈ પણ ત્યાં વધારે માણસની જરૂર નહોતી. બીડી વાળવાનું કામ મેળવવા તેણે પ્રયત્ન કરી જોયો તેમાં પણ નિષ્ફળતા મળી. બીડી વાળનારાં ઘણાં હતાં. ઘરકામ મેળવવા તેણે સાતઆઠ વાર કુલિન લત્તાઓમાં આંટા માર્યા પણ ત્યાંથી ય તેને નજ્ઞો મળ્યો. "બહારના માણસ ઉપર વિશ્વાસ કેમ મૂકાય?" એવો જવાબ લગભગ સર્વ સ્થળેથી તેણે સાંભળ્યો.

બન્નેનો નિત્યક્રમ થઈ ગયો હતો—રોજ કામ શોધવા જવાનો અને હારીને પાછા આવી મૂંગા મૂંગા જમી લેવાનો. બન્ને

હવે વાત પણ ભાગ્યે જ કરતાં. જીવ ઉપર ચઢેલા વટોળે જીવનમાં વિષમ વેદનાની અબોલ છાયા બિછાવી દીધી હતી.

ત્રણ માસમાં તો આ ચાર રૂપીઆની આલિશાન કોટડી ત્યાગી, બે રૂપીઆવાળી ઓરડીમાં તેમને જવું પડયું. ઘરમાંથી વાસણ ઓછાં કરી નાખવાં પડયાં. એમાંથી હવે એકેય ખાટલો ઘરમાં રહ્યો નથી. સફેદ કોટ, રેશમી પહેરણ અને સાફો, કસુંબલ ઘાઘરો અને સાલ્લો, તેની પેટી શીખ્ખો અન્યત્ર વિદાય થઇ ગયાં હતાં. ઘરમાં અત્યંત જરૂરી સિવાય બીજી વસ્તુ રહી નહોતી. તેની સાથે બેકાર બનેલાં કેટલાકને તેણે કામ ઉપર ચઢતા જોયા. પણ તેને તો ખાલી આંટા મારવા સિવાય, બીજું કાંઈ નસીબમાં લખાયું હોય તેમ લાગ્યું નહિ. આ લોકોને કામ કેવી રીતે મળ્યું તે જાણવા તેણે પ્રયત્ન કર્યો પણ એ લોકોએ તો એમજ કહ્યું કે જેવું જેનું નસીબ. તારા નસીબમાં હોય તો તનેય કામ મળશે. પરંતુ સાચું કારણ તો જેહાએ કહ્યું: “ રવજીને કેમ કામ મળ્યું તેની તને ખબર છે ? તેની ...... રોજ માસ્તરને ત્યાં જાય છે. માસ્તરે તુરત જ કામ અપાવ્યું. આ દુનિયામાં એવું જ ચાલે છે. ”

તેના કથનનો મર્મ વીરાજીએ પારખ્યો હોય કે નહિ પણ તેને જેહા તરફ ખુબ જ તિરસ્કાર આવ્યો. રસ્તામાં જતાં તેણે પાછળ ચાલતા મજૂરોનાં એક ટોળામાંથી એવા જ ઉદ્ગાર જ્યારે સાંભળ્યા કે ઘેર ફાંકડી બૈરી છે તોય ભાઇસાહેબ પાસે આવડત નથી. હમણાં ધારે તો કામ મેળવી શકે, ત્યારે તે પોતાની જગ્યાએ એકદમ ઊભો રહી ગયો, અને પેલી ટોળીમાંથી આ શબ્દો બોલનારના મોં ઉપર તમાચો લગાવી દીધો. “ મને એવું નીચ કામ કરતાં નથી આવડતું. મરી જાઉં તોય નહિ. ”

ઘેર આવ્યો ત્યારે રોજની માફક તેના મુખ ઉપર ઉદાસીન શાંતિ નહોતી, પણ રોષ અને તિરસ્કાર હતા. ગંગાએ રોજની માફક પૂછતાંજ તેણે ગુસ્સાભેર જવાબ વાળ્યો, "સાલાઓ! આવું પાપી કામ કરવા કહે છે."

ગંગાને નવાઈ થઈ: શાનું પાપી કામ?

વીરાજીએ વાત કહી, વાતને અંતે તેની આંખમાં આંસુ આવી ગયાં. "હું આવું કોઈ દહાડો નહિ કરું. હોં ગંગા! ભૂખે મરી જશું તે બહેતર છે, પણ બીજાની માફક મારી બૈરીને નહિ વેચું. એ માસ્તરને ઘેર હું પગ પણ નહિ માંડું."

સાતમે દિવસે જ્યારે તે ઘેર પાછો આવ્યો ત્યારે ગંગાએ પેલા માસ્તરને ત્યાં જાવ તો શું ખોટું એમ કહ્યું ત્યારે તેને આશ્ચર્ય થયું.

"એમાં શું ખોટું છે? આપણે કામ શોધવા નીકળ્યા છીએ. જ્યાં કામ મળે ત્યાં જવું જોઈએને? આટલા દહાડા એને ત્યાં જતા જ હતા. તો હવે જવામાં શો વાંધો છે? ઘરમાં પૈસા છે નહિ. આમ ક્યાં સુધી જીવનનો ગુજારો થઈ શકશે!" આ કહેતી વખતે ગંગાની આંખમાં વસેલી પરાભવ અને દીનતાની સજીવતા પારખવા જેટલી શકિત વીરાજીમાં રહી નહોતી.

બીજે દિવસે તે જ્યારે માસ્તરને ત્યાં ગયો ત્યારે માસ્તર રોજના જેવા કડક, કઠોર, કે બેરહમ નહોતા "ઠાકોર! કાલથી કામ ઉપર આવો. પણ રાતપાળીએ આવવાનું. મારા દિવસવિભાગમાં કામ નથી પણ રાતવાળા માસ્તરે તમને રાખવાની હા ભણી છે." આ આકસ્મિક ઉદારતા માટે વીરજીએ તેનો આભાર માન્યો.

રાતનું કામ તેને રૂચતું નહોતું છતાં ગયા વગર છૂટકો નહોતો. બીજા દિવસથી તે કામ ઉપર ચડી ગયો પણ પહેલાં જેવો આનંદ કે ઉમંગ તેનામાં રહ્યો નહોતો.

એક વર્ષને અંતે જ્યારે ગંગા સુવાવડ સૂઈને એક બાળક લઇ વીરજીને ઘેર પાછી આવી અને પડોશીએ જ્યારે ટીકા કરી કે કેવું વિચિત્ર છે! બાપનો તો અણસાર સરખોય નહીં, ત્યારે તે કશું ન બોલ્યો અને ગુપચુપ સમય થયો હોવાથી કામ ઉપર ચાલ્યો ગયો. કેવાં નસીબ! કામ મળ્યું અને બાળક પણ...

# ધિક્કાર! ધિક્કાર!

મને પુરુષો તરફ તિરસ્કાર છે, સખ્ત તિરસ્કાર છે. પુરુષો સાથેના ઘનિષ્ટ પરિચયે મળેલા અનુભવોને કારણે મારામાં આખીય પુરુષ જાતિ તરફ ધિક્કાર છૂટયો છે.

તમને મારી વાત બેહુદી, લાઘવગ્રંથિથી, ફ્રોઈડના માનસ શાસ્ત્રના નિયમ પ્રમાણે જાતીયવૃત્તિના દમનથી પીડાતી એવી એક યુવતી જેવી વિસંવાદી લાગશે. પણ મારા સંસર્ગમાં આવેલા પુરુષોનો ઇતિહાસ તમારી આગળ રજૂ કરું તો?

**શંકરલાલ**

કૉલેજમાં હું ભણતી હતી ત્યારે મને તેનો પરિચય થયો હતો. શહેરના આગેવાનના પુત્રમાં બીજું તો કાંઈ નહિ પણ આગેવાનનું નામ હોઈ ઠીક ઠીક પ્રતિષ્ઠા તેને વરી હતી. કૉલેજમાં વિદ્યાર્થિનીઓનું પ્રમાણ થોડું હતું અને તે સાથે પરિચયના પ્રસંગો પણ ઠીક ઠીક મળતા હતા. અઠવાડિયે એક દિવસ તે મારે ઘેર અચૂક આવતો. મારી મોટરમાં બેસી અમે નદી તટે ફરવા જતાં મારી દરેક વાતની તે સદાય હા ભણતો—મારો પક્ષ તે કૉલેજમાં સદાય ખેંચતો.

એક વર્ષમાંજ હું તેનાથી કંટાળી ગઈ. તેનામાં બુદ્ધિનું પ્રમાણ અત્યંત અલ્પ હતું. દરેક બાબતમાં, સ્વતંત્ર અભિપ્રાય રજૂ કરવાને બદલે હા એ હા કર્યા કરવી, તેમાં નમાલાપણું છે. આવા કાયર, નિર્માલ્ય સ્ત્રૈણ સ્વભાવના પુરુષ સાથે લાંબો પરિચય કેમ ટકે? કહ્યાગરા માનવી સાથે જીવન ન ગાળી શકાય; ધીરે ધીરે મેં તેની સાથે મળવાનું, અને પછીથી બોલવાનું બંધ કરી દીધું.

**મદનરાય**

શંકરલાલ સાથેના પ્રસંગે હું જરા ઉદાસીન બની હતી, ત્યાં મદન મારા જીવનમાં આવ્યો. મદનમાં અનેરું વ્યક્તિત્વ હતું. તેનું સોહામણું મોં, વાળ ઓળવાની આકર્ષક ઢબ, ચબરાક વાણી એ બધાંની મારા ઉપર તુરતજ અસર થઈ. અમે સાથે સાથે ખૂબ રખડતાં ગપ્પાં હાંકતાં. એક બીજાને જન્મદિન પ્રસંગે ભેટો મોકલતાં.

મને તેના તરફ આકર્ષણ જરુર થયું હતું. તેમાંય મારી ઉદાસીનતામાં તેનો પરિચય પ્રેરણાજનક નીવડયો, હું પુઃન ઉત્સાહી બની. પરન્તુ થોડા સમયમાંજ લાગ્યું કે મદનમાં ખૂબ જ ઘમંડ હતો. પોતાનો કક્કોજ ખરો કરવા તે સદાય તત્પર રહેતો અને એમ ન થતાં તે ચીડાતો. તેનું અભિમાન ન પોષાય તો તે રડતો અને એ અભિમાન સંતોષવાની પ્રગટ માગણી કરતો.

કપડાંની ગડ વિશે કે વાળની ટાપટીપ વિશે તેને જેટલી દરકાર હતી તેટલી બીજાની નહોતી. સ્ત્રીઓ માટે તેના મોંમાં તુચ્છકારનાં જ વચનો હતા. અને એ વચનોમાં સદાય સત્ય રહેલું છે તેમ મનાવવા તે વાત કરતો. તેના સિવાય જગતમાં બીજા બધા ખોટાજ હોય તેમ બુધ્ધિનું અભિમાન રાખી તે ફર્યા કરતો. તે મિત્રોની રેકડી ઉડાવતો, અધ્યાપકોને બબૂચક સમજતો, આગેવાનોને કુવાનાં દેડકા કહેતો, મુરબ્બીઓને ગાંડા લેખતો.

તેની માનો તે એકનો એક છોકરો હતો. માતા મદનને પૂજતી. મદન સર્વની પાસે એવી પૂજા માગતો. તેની જહાંગિરી, તેનું અભિમાન પ્રત્યેક ક્ષણે તો કોણ સંતોષે? એવીજ એક બાબતમાં અમારે તનાતની થઈ ગઈ અને અમે છૂટા પડયા.

**કૃષ્ણચન્દ્ર**

દરેક સ્ત્રીના જીવનમાં આવી વ્યક્તિ તો આવતી જ હશે. હું

તેના પરિચયમાં સત્યાગ્રહની લડત દરમ્યાન આવી. તેની કાર્યશીલતાએ સહુની પ્રશંસા પ્રાપ્ત કરી હતી. તેનો શાંત, સુશીલ શરમાળ સ્વભાવ બધાયને ગમતો. સ્ત્રીઓ જોડે આવીજ વ્યક્તિઓ કામ લાગે તેમ માની તેને અમારી સાથે કામમાં મૂકવામાં આવેલો. તેની સાથેનો પરિચય વધતો ગયો તેમ તેમ મને તેના તરફ માન વધવા લાગ્યું. પ્રત્યેક બાબતમાં હું તેની સલાહ લેતી. મારી અગવડો, મૂંઝવણો હું તેની આગળ નિખાલસ રીતે વ્યક્ત કરતી. તેણે કૉલેજ સુધીનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. સામાન્ય સારૂં વાંચન તથા ગૂજરાતના પરિભ્રમણ દ્વારા પ્રાપ્ત થયેલો સમૃધ્ધ અનુભવ—એ કારણે તે સારી ચર્ચા કરી શકતો, પણ અમારો પરિચય જેમ જેમ ગાઢ થતો ગયો. તેમ તેમ મને તેનો જુદોજ અનુભવ થવા લાગ્યો. તેનો સ્વભાવ ઘણે અંશે બૈરાં જેવો હતો. તેના બોલવા ચાલવાની ઢબમાંય પૌરુષેયને બદલે સ્ત્રીત્વ જ જણાતું. તેના મિત્રો તેને 'બહેન'ના નામે સંબોધતા એ કારણે તેને પુરુષમિત્રો પણ ઓછા હતા.

તેનામાં નિર્ણયશક્તિનો એ કારણે અભાવ હતો એ પણ મને જણાયું. હું તેની સલાહ પૂછતી ત્યારે તે બન્ને બાજુની સારાસારની તુલના કરતો હોય તેમ જવાબ આપતો. પ્રરંભમાં એ યુક્તિ મોહક લાગતી પણ આવી અનિશ્ચિતતા પછીથી તો સાલતી. કામથી થાકીને હું ફરવા જવાની વાત કરતી તો જગ્યા સૂચવવાનો ભાર મારે માથેજ આવતો. કામને અંગે નિર્ણય લેવાનો આવે ત્યારે તે 'સુનીતાબહેન' કહે તેમ ખરું, એમ કહી મારા ઉપર નિર્ણય ઠેલતો.

કોઈકને આવો પુરૂષ ગમે, પણ મારે આવા ભક્ત ગુલામની જરુર નહોતી. કાર્યદક્ષતા મર્દાનગી વગર નકામી છે, એમ તો હું જરુર માનું છું. એવી વ્યક્તિ સાથે જીવનગાંઠ બાંધવાની હોય તો

આખું જીવન તેની સંભાળ લેવામાં જ પૂરું કરવું પડે. અને આપણા વ્યક્તિત્વનો વિકાસ અધુરો જ રહે. ધીરેધીરે મેં તેને ત્યાં જવાનું ઓછું કરી દીધું. બેત્રણ વાર તેણે મને પોતાને ત્યાં પ્રથમ મુજબ આવવા આગ્રહ કર્યો પરન્તુ મેં એક યા બીજા બહાનાસર એ આગ્રહ ઠેલ્યા કર્યો. ત્યાં તો તેની ધરપકડ થઈ. અમારો સંબંધ એમજ બંધ થઇ ગયો. કારણ કે તેના છૂટકારા પછી અમે મળ્યાંજ નહિ.

**સુરેન**

સુરેન કૃષ્ણચંદ્ર જેવો જ શાંત હતો. પણ તેનામાં અને કૃષ્ણચંદ્રમાં એક તફાવત તો એ હતો કે સુરેનમાં નિર્ણયાત્મક શક્તિ વિશેષ હતી. બીજાની બાબતમાં તે ખલેલ કરતો નહિ અને પોતાની બાબતમાં બીજા ખલેલ કરે તે તેને ગમતું નહિ. અમારો પરિચય બીજી લડત વખતે થયો. અમે બહાર રહી ગયાં હતાં. સુરેન પહેલી લડત વખતે નહોતો. આમ અમારી ઓળખાણ તદ્દન નવી જ હતી. અમે તરત જ મિત્રો બની ગયાં. તેના દેશપ્રેમ વિશે, તેની બુદ્ધિ વિશે સહજ માન થાય એવું હતું. મારે કહેવું જોઈએ કે મને તેના તરફ આકર્ષણ થયું હતું.

પરન્તુ ધીરે ધીરે મને તેનું આકર્ષણ ઘટવા લાગ્યું. સુરેન મને ઇચ્છતો હતો. હું તેની, તેની જ બની રહું એવી તેની આકાંક્ષા હતી. હું બીજાઓની સાથે બહુ બોલું, બહુ હરું ફરું એ તેને પસંદ નહોતું. મારી સાથે કોઈ વાત કરતું હોય, અને તે બેઠો હોય તો તેના મુખ ઉપરના ભાવમાં એકાએક ફેરફાર થઈ જતો. તેનું મોં પડી જતું. તેના આ ઈર્ષાળુ સ્વભાવ વિશે મેં બે વાર ટકોર પણ કરી. પરંતુ તેણે તો ઉલટો એ રીતે બચાવ કર્યો કે મોતી દરેકની આંગળી ઉપર ન શોભે. અને એ મારી સાથે લઢયો. તેની આ ઇર્ષા કામમાંય દેખાવા માંડી. તે મારી સાથે સૌથી સરસ કામ આપતો. જ્યારે બીજાઓની સાથે કામ કરવાનો સાફ ઈન્કાર કરી દેતો.

કામના અંગે તેનું આખું વલણ હું ચલાવી લેતી પરન્તુ મને એ વલણ નાપસંદ તો હતું જ.

લડત પૂરી થઈ ગયા પછી તેણે એકાએક એકવાર મારી પાસે લગ્નની દરખાસ્ત મૂકી. મેં તેને શા માટે તે શકય નથી તે સમજાવવા કોશિશ કરી પરન્તુ તેમ તો એ ખૂબ ચીડાઈ ગયો. મેં પહેલી જ વાર તેનામાં ઉશ્કેરાટ જોતો. ઊઠતી વખતે "મારે તમારું મોં જોવું નથી." એમ કહી ચાલ્યો ગયો. ત્યારપછી અમે મળ્યાં છીએ પણ અમારો સંબંધ ઘણો ઓછો થઇ ગયો છે.

**શાંતિલાલ**

એક કાર્યકરોની સભામાં અમારે ઓળખાણ થઈ ગઈ. ચોવીસ વર્ષનો આ હસમુખો વાતોડિયો જુવાન જગતની વિજય-માળ પોતાના જ ગળામાં આરોપાવાની છે તેમ માનતો હતો. કોલેજનાં વર્ષ તેણે તાજેતરમાં જ પૂરાં કર્યાં હતાં અને તેનું અભિમાન તેને હતું જ.

હું તેનાથી બે વર્ષ મોટી હતી છતાં પણ તેણે મારા ઉપર લાગણી ઢોળવા માંડી, અને એવી જ લાગણીની અપેક્ષા રાખવા માંડી. ઘણા થોડા પરિચયમાં તે એકદમ મારી નજીક આવી ગયો. તેના વર્તન ઉપરથી મને લાગ્યું કે તેને પત્ની કે સખીની જરૂર નથી પણ માતાની જરૂર છે.

તેણે માતાનું વાત્સલ્ય અનુભવ્યું નહોતું. તે પોતાના મામાને ઘેર જ ઊછર્યો હતો. લાગણીના સંવર્ધન અને પોષણ માટે યોગ્ય પાત્ર તેને મળ્યું નહોતું.

તેણે જ્યારે લગ્નની વાત કરી ત્યારે હસીને મેં તેની માતા થવા કબુલ્યું: અને તેની ગ્રંથિનો ભેદ સમજાવ્યો. તે ખીન્નથઇને ચાલ્યો ગયો.

**પ્રસાદ**

આવા માનવોથી જરૂર તોબા જ થાય. ઉત્સાહી, લહેરી,

ઉદ્યમી એવા આ પ્રસાદ પ્રથમ તો મારા સ્વભાવને અનુકૂળ આવશે તેમ મને લાગ્યું. કામને અંગે અમે સાથે ફરતાં, મોડી રાત સુધી ઘૂમતાં. કોઈક વાર તો તે મારે ત્યાં જ જમી લેતો. તે કોઈ દિવસ મારી સાથે લાગણીના સંબંધની વાત ન કરતો. અન્ય વ્યક્તિઓની ચર્ચા અમારી વચ્ચે થતી. હું મારી લાગણીના અનુભવ કોઈકવાર રજૂ કરતી પણ તે તો મૌન જ રાખતો.

તેને મારી સાથે ફરવામાં આનંદ પડતો હતો એ તો દેખીતું જ હતું. પરંતુ તે એનો દુરુપયોગ કરશે તેવું હું નહોતી માનતી. મને એક બીજા મિત્ર પાસેથી તેની બડાઈની વાતોની ખબર પડી તે બહાર એમ કહેતો ફરતો હતો કે સુનીતા મારી જ થઈ ગઈ છે અને મારી સાથે લગ્ન કરવાની છે. આખા ગામમાં આવી ગપ ચાલતી હતી તેની તો મને ખબર હતી પરંતુ તેમાં પ્રસાદ જ કારણભૂત હતો, તે મેં જ્યારે જાણ્યું ત્યારે મેં મારો સંબંધ તુરત જ ઓછો કરી નાખ્યો. એ પછી તો તેને વિશે મને ખૂબ જાણવાનું મળ્યું. છોકરીઓની મશ્કરી કરવામાં, તેમને હેરાન કરવામાં, લોકો વિષે મોટી વાતો કરવામાં તે એક્કો હતો.

**રમેશ**

રમેશ અનેકધંધાર્થી માણસ હતો. તે છાપાંનું કામ કરતો, સ્ટોર્સ ચલાવતો, વિદ્યાર્થીઓને ભણાવવા જતો—એવું તો ઘણું ઘણું. રાજકારણમાંય તે એ રીતે ચંચુપાત કરતો હતો.

તેની જીભે મધ હતું તેમ કહીએ તો ચાલે. વાતો કરતાં તે થાકતો જ નહિ. તેની વિનોદવૃત્તિ ખૂબ સતેજ હતી. દરેક પળે તે એમજ વાતો કરતો કે આ વખતે તો એવી આબાદ યુક્તિ હાથમાં આવી છે કે લખોપતિ થઈ જવાશે. પણ એ યુક્તિ સદાય નિષ્ફળ જ જતી અને તેને ઓરડીમાં જ પડયા રહેવાનું હતું.

આવી નવી યુક્તિ કે નવી શોધ પાછળ તે ઘણો સમય

બરબાદ કરતો. એટલા દિવસ દરમિયાન તે ઉશ્કેરાએલો ફરતો. તેના ગુણગાન, તેની મહત્તા, તેની સિદ્ધિ સિવાય બીજી વાત તેના મુખમાંથી ભાગ્યે જ સંભળાતી.

જેમ પોતાની યુક્તિ વિશે ગાંડો થઈ જતો તેમ મારી બાબતમાંય હીસ્ટરીકલ બની જતો. હું તેને મન દુનિયામાં સૌથી અદ્દભુત સ્ત્રી હતી. તેણે મારી આગળ લગ્નની વાત મૂકી. મેં ના પાડી એટલે તેણે આપઘાત કરવાની ધમકી આપી. બેચાર દિવસ સુધી તે દેખાયોજ નહિ. અને મને સાચેસાચ ભય લાગવા માંડયો કે આણે આપઘાત કર્યો કે શું? પણ તરતજ તે દેખાયો. તેણે આપઘાત નહોતો કર્યો.

તે પોતાનીજ ગુલાબી દુનિયામાં જીવતો હતો. વાસ્તવિકતાથી તે જોજનો દૂર હતો. દરેક બાબતમાં પછી તે નાની હોય કે મોટી તેના ઉત્સાહ ઉપર તુરતજ ગુલાબી રંગ ચઢતો. કોઇપણ વ્યક્તિ સાથેના પરિચયમાં તે ખૂબ જ ઉત્સાહી બની જતો. બીજી કોઇ વ્યક્તિ આવે એટલે તેના તરફ પણ એટલાજ વેગથી તે ખેંચાતો.

મારી સાથેનો તેનો સંબંધ આવીજ રીતે ઘટી ગયો.

**જગત**

જગત આ સહુથી નિરાળો હતો તેમ મારે કહેવું જોઈએ. પુરુષમાં સ્ત્રીઓ જે ઇચ્છે છે તે સર્વ બુદ્ધિ પ્રતિભા, લાગણીશીલ હૃદય, નિર્ણયશક્તિ, વિનોદવૃત્તિ, અને પ્રસંગજરુરી ગાંભીર્ય એ બધું તેનામાં હતું. તે મશ્કરી કરતો પણ મશ્કરી વાળી લેવાની તેનામાં આવડત હતી. વાંચન, લેખન બન્નેમાં તે પાવરધો હતો, અને એવોજ કાર્યમાં. કામ કરતાં તે થાકતો નહિ. નિરાશ પણ થતો નહિ. અમારા જેવા જો કંટાળતા તો તે મીઠી આશા આપતો; નિરાશાનાં કારણો સમજાવતો અને ધીરજથી જીવનમાં નવો ઉત્સાહ પૂરતો. આવી

વ્યક્તિ સાથે પરિચય વિકસે તેમાં નવાઇ નથી. અમારો પરિચય દૃઢ બનતો થયો. પહેલી જ વાર એક સ્રીને પુરુષ તરફ થાય એવી લાગણી મારામાં જાગી. હું તેને મારો માનવા લાગી.

પણ તે...

એ તો સ્થિતપ્રજ્ઞ વિરક્ત હોય તેમજ મારી સાથે વર્તતો. ચાંદનીમાં અમે ફરવા જતાં; મારું દિલ થનગની ઊઠતું. વાતાવરણ માદક બનતું. જગતમાં રસિકતા હતી. બાયરન, કાલિદાસના કાવ્યોમાંથી તે ઉતારા સંભળાવતો. ઉમર ખય્યામના પ્રણયગીતો તેના મુખમાંથી ઝરતા. તેને સાંભળવામાં લિજ્જત આવતી હતી. અંતરની લાગણીના સૌરભ તેના ઉપર ઢોળવા, તેનો હાથ ઝાલી રેલાતી ચાંદનીમાં દોડવા દિલ આકુળવ્યાકુળ થતું. પણ એ એવી વાત જ ન કરતો. માદકતા, રસિકતા અને હૃદયના ભાવ ઉત્કટતાની ટોચે પહોંચ્યા હોય ત્યારે તે કહેતો: "આપણે ઘેર જઈશું ?"

મને હતું કે તે લગ્નનો પ્રસ્તાવ મૂકશે. મારા તરફ તેને લાગણી હતી તે હું જાણતી હતી. એ લાગણી ચોક્કસ સ્વરૂપમાં પ્રતીત થવીજ જોઇએ. પણ જગતના સંબંધમાં એવું કાંઇ ન બન્યું. એવા અનેક એકાંતના પ્રસંગો આવતા–હું ખોળી લાવતી. હું છેક તેની અડોઅડ બેસતી, પણ તેણે મને કદીએ ખેંચીને છાતી સરસી ન લીધી. આવી ક્ષણોમાંય તેની શાંતિ અભંગ જ રહેતી જણાતી. એકવાર તો મેં તેને "ગુજરાતના નાથ"માં મંજરી કરે છે તેમ એક થપ્પડ જોરથી લગાવી, ત્યારે પણ તે માત્ર હસીને એટલુંજ બોલ્યો, "આટલી જોરથી તે થપ્પડ લગાવવાની હશે?"

તેને મન હું ફૂલ જેવી હતી. પરંતુ ફૂલની સૌરભમાં તેને રસ નહોતો. ફૂલ તરફ એક વૈજ્ઞાનિકને જેવો ભાવ હોય છે તેવોજ તેનો હતો.

પુરુષોમાં, સહુ આવા જ પ્રકારમાં આવી જતા હોય તો તેમના તરફ તિરસ્કાર ન જન્મે તો શું થાય ?

# જીવન જાગ્યું

"હુઝુર, આપ જે કબરો જોઈ રહ્યા છો ત્યાં મોગલ સામ્રાજ્યના નબીરાઓ, ઉમરાવો દટાયા છે. એ ઉમરાવોની શી વાત કરું હુઝુર! અરબી ઘોડા ઉપર સવાર થઇને લોકોની કુરનીશ ઝીલતા ઝીલતા શહેરના રસ્તે નીકળતા ત્યારે દિલ્હીની રોનક ઓર વધતી. આજે આ કબરોમાં સૂતેલા એ જવાહરોનું તેજ નજર આગળ રમતું આવે છે." ખંડિયેર સમા કબ્રસ્તાન તરફ આંગળી ચીંધી અમારો ભોમિયો હિંદના પાટનગર દિલ્હીના ભૂતકાળને સજીવ બનાવતી વાનીમાં વાર્તારસ રેલાવતો હતો. ભોમિયાની વાત કરવાની ઢબ ઉપર સમરકંદ બોખારા ન્યોછાવર કરવાનો ઇરાદો અમારા સહુમાં જાગૃત થયો હતો. પણ...

અમે વીસ જણા હતા. એકસાથે તો અમે નીકળ્યા નહોતા. એક શહેરના પણ નહોતા. સાથે થવાનું એક જ કારણ હતું. અમે ગુજરાતી હતા. ગુજરાતી સમાજમાં ઊતર્યા હતા અને એકલા જવું એ કરતાં સાથે હોઇએ તો ઠીક એ વિચારે—એ વિચાર પણ ગુજરાતી જ નથી શું?—અમે સાથે જોવા નીકળ્યા. ચાંદનીચોકમાં થઇને કિલ્લા આગળ આવ્યા ત્યાં સુધી તો એવો નિર્ણય હતો કે ભોમિયાની જાળમાં ફસાવું નહિ અને ભોમિયો પૂછવા આવે તો મક્કમ રહી ના પાડી દેવી. રમણભાઇની દિલ્હીની મુસાફરીની વાતના સ્મરણે અમારા નિર્ણયને પ્રોત્સાહન મળ્યું હતું. મારા જેવાએ દિલ્હી, આગ્રા જોયા વગર છાપામાં લેખો લખી જે જ્ઞાન મેળવ્યું હતું, તે ઉપર સર્વેએ આધાર રાખવો તેમ નક્કી થયું હતું.

પણ કિલ્લામાં પ્રવેશતાં જ અમારો નિર્ણય ઓગળી ગયો.

અમે કોઈ રાજ્યના રાજવીઓ હોઇએ તેમ અસલ મોગલાઈ કુરનીશ બજાવી ભોમિયાઓની ટોળીમાંના એકે ' હજુર! આ આખા કિલ્લાના પ્રત્યેક પત્થરમાં ઇતિહાસ ભર્યો છે. એ ઇતિહાસમાં એક માનવીઓની કથા વણાયેલી છે.' એમ કહી જે મોહક સ્મિત અમારા તરફ રેલાવ્યું કે અમે તરત જ ઘાયલ થવાની સ્થિતિમાં આવી પડયા. અમે કાંઇ બોલીએ તે પહેલાં તો અમારી મંડળીમાંની એક સ્ત્રીએ સ્મિતપૂર્વક સલામ ઝીલી હા પાડી દીધી. "ભલેને આવે? આપણે આટલે દૂર આવ્યા છીએ તો બધું જાણીએ તો ઠીક." અમે કોઇએ નાય ન પાડી અને મહમ્મદખાન—ભોમિયાનું એ નામ હતું. એ અમે તુરત જ જાણ્યું—અમારી સાથે અમારી ખિદમતમાં હાજર થઈ ગયો.

તેની વાત કરવાની ઢબ રસિક હતી તેમાં તો શંકા નહિ. દિલ્હીના ઇતિહાસની દરેક વાત, અરે પ્રત્યેક વિગત તેની જીભને ટેરવે હતી. કિલ્લામાં, કિલ્લાના પ્રદર્શનમાં અને દિવાનેખાસ મંડપમાં બારીઓમાં ને ગોખઝરુખામાં કિલ્લા પાછળની લશ્કરી બેરેકોમાં અને હરિયાળી લોનથી વિંટળાયેલા વૃક્ષોમાં રહેલી પ્રત્યેક હકીકત સાથે તેને ઘનિષ્ટ પરિચય હતો. એ પરિચયમાં મરી-મસાલો રેડી અમારી દૃષ્ટિ આગળ ભૂતકાળને તેણે સજીવ બનાવી મૂકયો.

"આટલું બધું જ્ઞાન તમે કયાંથી મેળવ્યું?" પેલી સ્ત્રીએ કુતૂહલદર્શક અવાજે અને ચકિત, ચમકતા નેત્રે પૂછયું. અમારામાં સહુથી વધારે રસ તેને જ પડયો હતો, તેમ આ સવાલ ઉપરથી જ લાગ્યું.

"હજુર! અમારા વાલદાનેય આ ધંધો કરતા. છેક નાનપણથી હજુર! આ કિલ્લો ને ઇમારતો બતાવી રોજી મેળવું છું.

"આમાં કેટલી કમાણી થતી હશે?"

"કમાણી તો હજુર! જોનાર ઉપર આધાર રાખે છે. કોઇ

આઠ આના બક્ષિસ આપી જાય, કોઈ રૂપીઓ આપે; આપના જેવા હોય તો રૂપીઆ પાંચ પણ આપે." આંખ નચવતા મહમ્મદખાને ભોમિયાપણું વારસામાં મળ્યું છે તેવી પ્રતિતી કરાવતા અવાજે કહ્યું.

પેલી સ્ત્રીને ભોમિયા સાથે વાત કરવામાં રસ પડતો હતો એ જોઇ મારૂં ધ્યાન સ્વાભાવિક તેના તરફ ખેંચાયું. તેણે કાળાં વસ્ત્રો પહેર્યાં હતાં. શરીરનો બાંધો એકવડો છતાં સુરેખ ને મોહક હતો. મોં ઉપર આટલાં વર્ષો વીતાવ્યાનો ભાર હોય, તેમ સખ્તાઇ હતી. પરંતુ વિષાદ નહોતો. આટલાં વર્ષનાં જીવન–બંધનમાંથી છૂટકારો મેળવ્યાનો આછો ઉલ્લાસ કળી શકાતો હતો.

તેના ઉપરથી મારું ધ્યાન તુરત જ મહમ્મદખાન તરફ ગયું. તેની સુરમો આંજેલી આંખમાંથી, તેલસિંચેલા હવામાં ઊડતા જુલ્ફામાંથી, સુઘડ સફેદ ઈજાર અને મલમલના ઝીણા પહેરણમાંથી એક પ્રકારનું આકર્ષક તત્ત્વ ઝરતું હતું–તમને મંત્રમુગ્ધ કરી એ વર્તુળમાં જકડી રાખે તેવું આકર્ષક!

એ આકર્ષણે તો પેલી સ્ત્રી ઉપર વશીકરણ નહિ કર્યું હોય?

કિલ્લો જોઈને પાછા ફર્યાં અને મોટરમાં બેઠા ત્યારે મહમ્મદખાને ફરી કુરનીશ બજાવી. "હઝૂર! કાલે કૂતુબમિનાર જોવા ચાલશોને! એક છેડેથી નીકળી કૂતુબમિનાર જઈ નવી દિલ્હીના ધારાસભાના મકાનો જોઇ વેધશાળા થઇ પાછા ફરવાનું હૂઝુર! આખું દિલ્હી ફરશો ને કૂતુબમિનાર નહિ જુવો તો હૂઝુર દિલ્હી જોયું નહિ ગણાય! હૂઝુર કહે તો મોટર લઈને તેડવા આવું."

આ સગવડ સારી હતી અને અમે સહુએ હા કહી દીધી. બીજા દિવસે નિયત કરેલા સમયે એ મોટર લઈને હાજર થઈ ગયો. એ સમય પહેલાં અમે સહુ તૈયાર થઇને બેઠાં હતાં. અમારામાંની પેલી સ્ત્રી વારેઘડીએ બહાર બારીએ જઇને જોઈ

આવતી હતી અને ઝોકાની બકિયાળ તરફ નજર કરતી હતી. આજના તેણે સાલ્લો તો કાળો પહેર્યો હતો પરન્તુ એ સાલ્લો સાદો નહોતો. કાળી રેશમની સાડી હતી તે તુરત જ ઝીણી નજરે જોતાં ધ્યાન ઉપર આવી ગયું. કબજો પણ રેશમી જ હતો. મોટર આવી ગયાની પહેલી ખબર તેણે જ અમને આપી. અમે મોટરમાં જઈને બેઠા. આગલી સીટમાં મહમ્મદખાન બેઠો હતો. અંદર છેક આગલી જગ્યા ઉપર કાન્તા—પેલી સ્ત્રીનું નામ જે મને સવારે જ હાથ લાગ્યું હતું—બેઠી હતી.

મોટર ઉપડતાં જ મહમ્મદખાનનો વાણીસ્રોત શરુ થયો. કોઈપણ વસ્તુ વિશે તેને કાંઈ કહેવાનું હતું જ. કહેવાનું ન હોય ત્યારે કાંતાને કાંઈ પૂછવાનું હતું. "આ જગ્યાએ હુઝૂર પહેલાં નદી હતી" એક ગરનાળું બતાવતા તેણે કહ્યું "નદી તો નહિ સરકાર પણ તેની છોટી બેટી સમજી લ્યોને. દિલ્હીની હુસ્નપરીઓ જેવી ઓરતો આ બાજુ ફરવા નીકળતી ત્યારે આ વહેળો કુદવાનું તો ફાવતું નહિ અને પગમાં અફગાની મોજડી સાથે ચાલવાનું ફાવતું નહિ.

"તો શું કરતાં?" અમારામાંથી એક જણે પૂછ્યું.

"શું કરતાં સરકાર? હુઝૂર, મોજડી હાથમાં ઝાલીને જતાં" મહમ્મદખાન હાજર જવાબી હતો.

"હું તો મોજડી કાઢું જ નહિ—અને વહેળો પાર કરું મોજડી બગડે તો બગડે" એ ટીકા કાંતાની હતી.

અમે મહમ્મદખાનના સ્વભાવને બરોબર ઓળખી ગયા હતા—રસ્તામાં ખેતરમાં ચરતી ગાયો તરફ નજર કરી ટીખળ કરવાના ઇરાદે એક જણે પૂછ્યું "આ શું છે?"

મહમ્મદખાન પાસે જવાબ તૈયાર જ હતો. "હુઝુર અસલના જમાનામાં અહીંયાં સારાય દિલ્હી શહેરની ગાયો ચરાવવામાં આવતી

હતી. આજ જગ્યાએથી દિલ્હીને દૂધ અને ઈંડાં પૂરાં પાડવામાં આવતાં હતાં સરકાર !"

અમે બધા હસી પડયા. અમારો હસવાનો અર્થ તુરતમાં તે કળી ન શકયો; પણ તેની વાતમાં રહેલા વિરોધને અમે પ્રગટ કરતાં, તે મોં મલકાવી બોલ્યો. "હજુર ! બધી વાતની તો કયાંથી ખબર પડે ?"

અમારામાંથી માત્ર કાંતા નહોતી હસી. એ એક વિસ્મય જનક વાત હતી. સહુ શાંત થઈ ગયા એટલે ઠપકો આપતી હોય તેમ તે બોલી "કોઈની મશ્કરી આપણે નહિ કરવી જોઈએ" આવો પ્રાસંગિક વિનોદ તેને રુચ્યો નહોતો તેનું કારણ ખોળવા જવું પડે તેમ નહોતું. તેને મહમ્મદખાન તરફ પક્ષપાત હતો.

બીજે દિવસે અમારો સાથે ફરવા જવાનો કાર્યક્રમ નહોતો અને સહુ પોતપોતાના કાર્યમાં પરોવાઇ ગયાં હતાં. જમી પરવારીને નમતા પહોરે હું ચાંદની ચોક તરફ ફરવા નીકળ્યો. મારે ત્યાં એક બે જણને મળવું હતું—હું રસ્તે થઈને જતો હતો ત્યાં એક દુકાન આગળ કાંતાને મેં ઊભેલી જોઈ. તે કોઇની રાહ જોતી હોય તેમ મને લાગ્યું. થોડીવારે તેણે કિલ્લાની દિશામાં પગરણ માંડયાં. કુતૂહલથી પ્રેરાઇ હુંય તેની પાછળ ગયો.

નાકેજ મહમ્મદખાન ઊભો હતો. કાંતાને જોતાંજ સલામ ભરી તેની સમીપ આવ્યો. "હુજુર કેમ [illegible]?"

"કિલ્લો જોવાની ફરી ઇચ્છા થઈ. આ કિલ્લો જતાં પહેલાં ધરાઈ ધરાઇને જોઇ લઉં, એટલે ફરી આવી. ચાલો બતાવશો ને ?" હસીને કાંતાએ પૂછયું.

"જરૂર ! આપની ફરમાશ થઈ એટલે ગુલામથી ના કેમ પાડી શકાય?" હું બહારજ ઊભો રહ્યો. એક કલાક પછી બન્ને જણાં બહાર આવ્યાં. બન્ને ખૂબ હસતાં હતાં. મને કિલ્લા

ઉપરાંત બીજી અનેક વાતોમાં પરોવાયાં હોય તેમ લાગતું હતું. કિલ્લા બહાર આવી મહમ્મદખાને કુરનીશ બજાવી અને કાંતાએ તેના હાથમાં રૂપીઆ દશની નોટ મૂકી. મહમ્મદખાને ફરી ઝૂકીને સલામ ભરી.

કાંતા ચાલી ગઈ અને હું ત્યાંજ ઊભો રહ્યો. મને મહમ્મદખાનને પૂછવાની ઇચ્છા હતી કે આ સ્ત્રી તારા પ્રેમમાં પડી છે કે શું! પરન્તુ હું એ પૂછું તે પહેલાં તો મને જવાબ મળી ગયો. કાંતા ગઈ કે તુરતજ મહમ્મદખાને દશની નોટ પોતાના જોડીદારને બતાવતાં કહ્યું. "જોયું! આનું નામ કારીગીરી. તેં કોઇ દહાડો દશની નોટનું મોં દેખ્યું છે?"

"તારા ઉપર આફરિન થઈ ગયેલી લાગે છે." સાથીદારે ફાંણી મારતાં પૂછતું.

આખોય દિવસ મારા મગજમાં કાંતા મહમ્મદખાન વિશે તર્કવિતર્કોની પરંપરા ચાલ્યા જ કરી. માનસશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યાનો મારો દાવો છે. તેમાં પ્રમાણભૂત ગણાતી પધ્ધતિઓનું મેં પરિશીલન કર્યું છે. તેમાં પાછો અખબારમાં કામ કરતો હોવાથી આવા પ્રસંગો ઉપર કલ્પના દોડાવવાનું તો મારે માટે સહજ હોય તેમાં નવાઇ નથી. મહમ્મદખાન તરફ કાંતાને આટલી બધી લાગણી કેમ થઈ આવી, તેમાં મહમ્મદખાનનો હિસ્સો કેટલો, કાંતાનું આજસુધીનું જીવન કેટલું જવાબદાર, એ જીવન કેવી રીતે વીત્યું હશે, તે ગાળા દરમ્યાન કઇ કઈ વૃત્તિઓનું પ્રાબલ્ય રહ્યું હશે, હવે આ સંબંધ આગળ ચાલશે ખરો, તેનું પરિણામ શું આવશે, આવા અનેક પ્રશ્નો મારા મગજમાં ઉગ્યા અને ધોળાયા. આવું તો બને. ક્ષણ બે ક્ષણનું આકર્ષણ થાય, વિસરાઇ જાય, તેમાં મગજને આટલું બધું દોડાવવાની જરુર નથી, એમ પણ એક ક્ષણ તો થઈ ગયું. પરન્તુ એકવાર

એક વાત મગજ ઉપર સવારી કરીને બેઠી કે તે કાઢવી મુશ્કેલ હોય છે. આ વાતનું પણ એમજ બન્યું.

રાત્રે ઉકળાટ વધારે હતો. ગરમીના દુશ્મન પંખાની વ્યવસ્થા હતી નહિ એટલે આંખમાં ઊંઘ આવે તે શકય નહોતું. હું વિચાર ઝોલે ચઢયો.

વિચાર કરતાં કરતાં એમ થયું કે આ આખા પ્રસંગમાં વાર્તા બની શકે તેવું તત્ત્વ નહોતું શું? તો ખાલી વિચાર કરવામાંજ વખત બરબાદ કરવાને બદલે એક વાર્તાજ ચિતરી કાઢું તો શું ખોટું! છાપાંમાંથી આવ્યો હતો રજા લઈને પણ જો આટલુંય કામ થશે તો તંત્રી ખૂશ રહેશે અને જવલ્લેજ આવતા પગાર વધારા માટે કદાચ મારો નંબર લાગશે. એ વિચારી પથારીમાંથી ઊઠી નીચે જઈ એક કપ ચા ચઢાવી હું લખવા બેઠો. મારી વાર્તાનું વસ્તુ નીચે પ્રમાણે હતું.

કાંતા વણિક કોમની ફૂટડી કન્યા હતી. તેના લગ્ન પંદર વર્ષની વયે એક પીસ્તાલીસ વર્ષની આધેડ વયના શ્રીમંત વેપારી સાથે થયાં. કાંતાએ આ લગ્ન સામે વિરોધ કર્યો પરન્તુ તેનું કાંઈ ચાલ્યું નહિ. પતિને ઘેર નાણાંની છોળ ઊડતી હતી, એટલે કાંતાને કાંઈ કામ કરવાનું હોય નહિ તેમ કોઇ માને. પરન્તુ પતિ કંજુસ હતો. નાણાંની કોથળી છૂટી મૂકવાની વાત તો બાજુએ રહી પણ ઊઘાડવાની વાત પણ ન થતી. કાંતાને ઘરનું કામ કરવું પડતું. દમીઅલ પતિની સુશ્રુષા કરવી પડતી. બદલામાં પતિનો સ્નેહ કે વ્હાલ તો મળતાંજ નહિ. પતિ પાસેથી તિરસ્કારનાંજ વચનો સાંભળવાં પડતાં.

મુંબઈ જેવા વિશાળ શહેરમાં આજુબાજુ અનેક રસિક યુગલો રહેતાં હોય તેમાં નવાઈ નથી. એ બધાનો હાસ્યવિનોદ, રસિક મશ્કરીઓ, તેના કાને ઉપર અથડાતાં. સાંજ પડે તેમાંના ઘણાં

બનીઠનીને ચોપાટીએ ફરવા જતી. આઠવાડિયે સિનેમા જોતાં જીવનની રસિકતા માણવાની કાંતાની ઝંખના જેમ જેમ ઉત્કટ બનતી તેમ તેમ ઘરનું વાતાવરણ તેને વધારે ડામતું.

પતિના મૃત્યુ માટે તે ઇશ્વરને પ્રાર્થના કરતી. ગુસ્સામાં તે કચળવા લાગી. પતિ ચાર વાર બૂમ મારે ત્યારે એકવાર જવાની કાળજી રાખતી. પતિ ઠપકો આપે તો સામો જવાબ વાળતી.

દશ વર્ષે ભગવાને તેની પ્રાર્થના સાંભળી હોય તેમ, દમની વ્યાધિએ તેના પતિનો પ્રાણ હરી લીધો. પતિની વિશાળ મિલકતની તે એકલી માલિક બની. થોડા દિવસ તો તેણે શોક થયો હોય તેમ બતાવવા કશુંજ ન કર્યું પણ એક મહિનો જતાં જ જુહુ ઉપર ભાડે આપેલો બંગલો ખાલી કરાવી ત્યાં રહેવા ચાલી ગઈ. બંગલે મોટર, રસોયો—સહુ આવી ગયાં. કાંતાનો ઠાઠ વધવા માંડયો હતો. હવે તેને ફરતાં કોઈ અટકાવે તેમ ન હોતું. સિનેમા જોતાં કોઈ આંતરે તેમ નહોતું. વેર વાળતી હોય તેમ તેણે પરિભ્રમણ આદર્યું.

થોડાક જ સમયમાં તે દિલ્હી આવી પહોંચી. દિલ્હીનો કિલ્લો જોતાં જોતાં મહમ્મદખાન નામના છેલબટાઉ, શોખીન ઓળિયા સાથે તે પ્રેમમાં પડી. કાંતા દિલ્હીમાં જ એક મકાન રાખીને રહી. પેલો મહમ્મદખાન તેને ત્યાં વારંવાર આવજા કરતો હતો. તેની પાસેથી કાંતાએ નોકરી છોડાવી લીધી હતી, અને તેને જે પૈસા વાપરવા જોઈએ તે આપતી હતી. પછીથી તો મહમ્મદખાન તેને ત્યાંજ રહેવા લાગ્યો.

મહમ્મદખાન જુગારી, શરાબી હતો. આખો દિવસ [illegible] સાથે જુગાર રમ્યા કરતો, અને એ જુગાર માટે કાંતા પાસે પૈસા ઓકાવતો. શરૂઆતમાં તો કાંતાને તે આજીજી કરતો, ટેવ પ્રમાણે ફરતીઆ બનાવી ખુશામત કરતો પણ [illegible] તે [illegible] આપણી

કરવા લાગ્યો. પૈસા આપવામાં કાંતા જરા આનાકાની કરે તો તે ઉશ્કેરાતો અને મારવા જતો. કાંતા પહેલાં તેને પૈસા આપવા ના પાડતી પણ તેનો મિજાજ જોતાં તે આપી દેતી. પાછળથી તો ચું ચાં કર્યા વગર તેણે નાણાં આપવા માંડ્યાં.

કાંતા હવે તદ્દન શાંત બની ગઈ હતી. મહમ્મદખાન ઘેરથી સવારે નીકળી જતો અને છેક મોડી રાત્રે આવતો પણ તે કશું બોલતી નહિ. તે આખો દિવસ ઘેર જ રહેતી અને ચોપડીઓ વાંચ્યા કરતી. કોઈકવાર મહમ્મદખાન તેને ફરવા જવાની કે મેળામાં ચાલવાની વાત કરતો તો તે જાતે જ ના પાડી દેતી.

મહમ્મદખાનને જુગારમાંથી સટ્ટાનો શોખ લાગ્યો હતો. એ માટેના પૈસા કાંતા પાસેથી જ તે મેળવતો હતો. પૈસા પાણીની પેઠે ઉડતા હતા. ધીરે ધીરે કાંતાની મિલકત સાફ થવા માંડી—સાફ થઇ ગઈ. પૈસા ચાલ્યા ગયા તો પણ મહમ્મદખાનનો શોખ ઘટ્યો નહોતો. તે તો પોતાની માગણી ચાલુ જ રાખતો. પૈસા ન મળે તો મારકૂટ કરતો. પૈસા ન રહ્યા એટલે તેણે ઘરેણાંની માગણી કરી.

કાંતાએ દાગીના આપવાની મક્કમ ના સંભળાવી; બહુ લાંબા સમયે કાંતા ઉશ્કેરાઇને બોલી. બન્ને વચ્ચે સખ્ત બોલાચાલી થઈ.

એજ દિવસે રાત્રે દારૂનો સખ્ત નશો કરી મહમ્મદખાન ઘેર આવ્યો અને કાંતા પાસે ફરી દાગીના માગ્યા. કાંતા મક્કમ હતી. મહમ્મદખાને તેના પેટમાં છરી હુલાવી દીધી અને ઘરેણાં લઈ નાસી ગયો.

મેં આ વાર્તામાં અનેક રંગો પૂર્યા હતા. દિલ્હીના પ્રસંગો તો જેવા બન્યા હતા તેવા હૂબહૂ જ આલેખ્યા હતા. વાર્તા પૂરી કરીને હું સૂઈ ગયો.

સવારે ઊઠીને મેં વાર્તા ફરીવાર વાંચી ત્યારે થયું કે વાર્તામાં

બહુ દમ નહોતો. વાર્તા ચોટદાર બની નહોતી. મેં ખીજાઇ તેને કચરાની ટોપલીને સ્વાધીન કરી.

રજાઓ પૂરી કરી હું પાછો ફર્યો અને મારા અખબારી કાર્યમાં પરોવાઈ ગયો. દિલ્હીની મુસાફરી વિશે મેં સરસ વર્ણનાત્મક લેખ લખ્યો. અને તેમાંના કેટલાક પ્રસંગચિત્રોમાં કાંતા અને મહમ્મદખાનનું એક ચિત્ર હતું. અમારા તંત્રીએ એ પ્રસંગ કાઢી નાખ્યો. તેમનું કહેવું એમ હતું કે આવું બનવું અસંભવિત છે. અને એવા એકાદબે નાના નજીવા બનાવો ઉપરથી મને એ બે વચ્ચે કાંઈ નહિ તો અફલાતૂની પ્રેમ હતો તેવા અનુમાન ઉપર આવવાનો કાંઇ અધિકાર નહોતો. પાશ્ચાત્ય દેશ હોત તો આવું બની શકે, પરન્તુ હિંદ જેવા રૂઢિચુસ્ત દેશમાં એક ગુજરાતી સ્ત્રી એક ભોમિયા જેવા કનિષ્ટ માનવી સાથે પ્રેમમાં પડે, તે તો સર્વથા અસંભવિત જ હતું, તેમ તંત્રી મહારાજનું કહેવાનું હતું.

થોડા દિવસમાં તો આ વાત વિસરાઇ ગઈ અને દિલ્હી, કાંતા, મહમ્મદખાન મારા સ્મૃતિપટ પરથી લગભગ નામશેષ થઈ ગયાં. ત્યાં એકાએક એક દિવસ લાહોરથી આવેલા સમાચારે મારું ધ્યાન ખેંચ્યું.

એ સમાચાર વાંચતાં જ મને મારી પીઠ થાબડવાનું મન થઈ આવ્યું. તેમાં મેં કલ્પેલી વાર્તાને અક્ષરશઃ મળતા બનાવો હતા. પેલા દિલ્હીવાળા ભોમિયા અને પેલી સ્ત્રીની જ વાત હતી. છેક અંત સુધી મારી જ વાર્તા ચાલતી હતી.

પરન્તુ મને મારી વાર્તા ફાડી નાંખવા માટે ક્ષોભ ન થયો. કારણ કે મારી વાર્તાનો અંત અને આ સમાચારનો અંત જુદા પ્રકારના હતા.

ખૂન મહમ્મદખાને કાંતાનું નહોતું કર્યું. પણ કાંતાએ મહમ્મદખાનનું કર્યું હતું!

# પહેલા વર્ષનાં પુસ્તકો



(૧) ભોળકી અને નાગરિકા

સુન્દરમ

(૨) અશ્રુડિયાં

અનિલ ભટ્ટ

(૩) રાત પડતી હતી

નિરુ દેસાઇ

(૪) વળામણાં

પન્નાલાલ પટેલ

(૫) પગદીવાની પછીતથા

જયન્તિ દલાલ

(૬) ચરણરજ

નિરુ દેસાઇ

## વર્ષ પહેલામાં

### પ્રગટ થયેલાં પુસ્તકો

* ખોલકી અને નાગરિકા *
(વાર્તાસંચય)
સુંદરમ્

* ઝબૂકિયાં *
(સિનેમા વિષયક)
અનિલ ભટ્ટ

* વળામણાં
(નવલકથા)
પન્નાલાલ પટેલ

* પગદીવાની પછીતેથી *
(સભરમાનવતાનાં ચિત્રો)
જયન્તિ દલાલ



## વર્ષ બીજામાં

### પ્રગટ થશે

પારકાં જણ્યાં
(નવલકથા)
ઉમાશંકર જોશી

જવનિકા *
(એકાંકી નાટકો)
જયન્તિ દલાલ